# ઉપયોગી જ્ઞાનસંગ્રહ.






છપાવી પ્રસિદ્ધકર્તા

અલાહીનભાઈ શરીફ—કરાચી.

અને

હાજીમહમદ મુરાજ—મુંબઈ.

મુંબઈમધ્યે "નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૩—સન ૧૮૮૭.

કીંમત ચાર આના.

# ઉપયોગી જ્ઞાનસંગ્રહ.






છપાવી પ્રસિદ્ધકર્તા

**અલાહાનભાઈ શરીફ—કરાચી.**

અને

**હાજીમહમદ સુરાજ—મુંબઈ.**

મુંબઈમધ્યે "નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૩—સન ૧૮૮૭.

કીંમત ચાર આના.

# પ્રસ્તાવના.



આ " ઉપયોગી જ્ઞાનસંગ્રહ " નામના નહાના પુસ્તકમાં રમુજી, ઉપયોગી અને ફુરસદમાં ગમત આપનારી ત્રણ બાબતો સમાવેલી છે. અમારા ધારવા પ્રમાણે એકજ વખતે ઉપર દર્શાવેલી ત્રણે બાબતો સાથે આવી હોય એવું નહાનું, ઉપયોગી અને સસ્તું પુસ્તક પહેલ વહેલુંજ છપાઈ બહાર પડયું છે, જેને પ્રજા તરફથી પુરતું ઉત્તેજન મળવાની અમારી ખાતરીપૂર્વક આશા છે. આ પુસ્તકમાં ત્રણ ભાગ કરેલા છે, જેમાં બધી મળીને ૨૫૦ ને આસરે બાબતો સમાવેલી છે.

૧. પહેલા ભાગમાં હસાહસનાં તરેહવાર ટુચકાઓનો સારો જમાવ કર્યો છે, જે અમારા જુવાન તેમજ વૃદ્ધ વાંચનારને આનંદ આપનાર અને મનોરંજક થશે. આજસુધી માત્ર હસાહસનાંજ કેટલાંક પુસ્તક પ્રગટ થયાં છે, પણ આ અમારા પુસ્તકમાં સમાવેલી એ જાતની બાબતો ઘણી ખરી તદનજ જુદી, વધારે રમુજ આપનાર અને નિર્દોષ છે.

૨. બીજા ભાગમાં ઘરસંસારી નુસખાઓ, જે ઘણા સેહેલા તેમજ ઉપયોગી છે. જો કે આ નુસખાઓને લગતાં સાધનો નજીવાં અને સાધારણ છે, તોપણ તેઓથી ઘણા ઉમદા કામો બનાવી શકાયછે. અમે અમારી બનતી કોશેશથી એ નુસખાઓનાં સાધનો ઘણાં સેહેલાં

કર્યાછે, જેથી વાંચનારી આલમને આ નુસખાઓ સગ-
વળ અને ફત્તેહમંદી સાથ અજમાવી પોતાનાં ઉપયોગમાં
લાવવાને તક મળે. આ માંહેલા ઘણા ખરા નુસખાઓ
અમે પોતે તપાસી જોયા છે, અને તે તદન ફતેહમંદ ઉત-
રવાની અમારી પરીપુર્ણ ખાત્રી છે.

૩. ત્રીજા ભાગમાં અનેક તરેહનાં અત્યાર સુધી નહીં
આવેલાં સહેલાં તથા અઘરાં હીસાબીક વગેરે કોયડાં-
ઓનો સમાવેશ કર્યોછે.

આ ચોપડીમાં આવેલી બાબતોનો થોડો ભાગ અંગ્રેજી
પરથી તરજુમો કરી લીધોછે.

લા. અ૦ હા૦

જાનેવારી ૧૮૮૭.

# અનુક્રમણિકા.



3236

# !!!હસાહસ!!!

## ૧. દાંત કાઢોરે દાંત કાઢો.

દાકતર પાસે જઈ દાંત કઢાવી ઇજા ખમ્યાને બદલે "ઉપયોગી જ્ઞાન સંગ્રહ" નો પેહેલો પ્રકરણ વાંચીનેજ દાંત કાઢો.!! કેવું મજાનું!!!

## ૨. ઓળનું ડાળ.

એક ગામડીઓ સુરતના સ્ટેશન પર ઉભો રહી આગગાડી પસાર થતી જોતો હતો. આગગાડી જોરથી સીટી વગાડી સરેરાટ જતી રહી. બીચારાએ આગગાડી પેહેલીવાર જોઈ તેથી અજાએબ થઈ બોલ્યો– "ઓય મારૂં હાળું, આખી બંગલાની હારની હાર ખેંસી ચાએલું ને વરી થાએકું એટલે ઉઉઉ કરીને ચીસ પાડી"!!!

## ૩. ડોઢ ડાહ્યો.

**શેઠ**—(ચાકરને) પેલો કાગળ ટપાલમાં નાખ્યો કે?

**ચાકર**—હા સાબ, પણ વજન વધારે હતું તેથી એક બીજી ટીકીટ મારી.

**શેઠ**—એ તો ઠીક, પણ સરનામા ઉપર તો નથી ચોડી?

**ચાકર**—ખરેખર નહીંજ તો, પણ બીજી ટીકીટ મારવાની જગા ન હતી, તેથી તમે ટીકીટ મારી હતી તે ઉપરજ લગાડી. કેમ સાબ ઠીક કીધુંની !!!

## ૪. કાણાની બુદ્ધિ.

એક માણસે એક કાણાને કહ્યું—"તું જો મારા કરતાં વધારે દેખી શકેતો તને પાંચ રૂપીઆ આપું." કાણો—"કબુલ છે, તારી તો મને બેઉ આંખ દેખાય છે પણ તું તો મારી એકજ આંખ જોઈ શકેછે બોલ ત્યારે હવે કોણ ખરો !!!

## ૫. બબરચી કે હજામ!

દીનશાજી શેઠ પાસે કાવલો ઇરાની ચાકર તરીકે રેહેવા આવ્યો.

**દીનશા**—શું શું પકાવતાં આવડેછ ?

**કાવલો**—જી, પકાવું તો એવું કે હમેશાં યાદ કરો.

**દીનશા**—તેં કેટલા વરસ નોકરી કીધી ?

**કાવલો**—જી,પેસતનજીને ત્યાં બે માસ સુધીહતો.

**દીનશા**—પછી શા સારૂ નોકરી છોડી ?

**કાવલો**—છાબ, છેથ ને છેથાની બને મરી ગયાં.

**દીનશા**—એમ સાથી થયું ?

**કાવલો**—મારૂં પકાવેલું બચારાઓને કોઈજ વાર પાચન થતું !!!



## ૬. પક્કો છોકરો.

એક શીક્ષકે પાઠની વખતે એક છોકરા પાસેથી અંજીર છીનવી લીધું, અને જ્યારે છોકરાઓ હીસાબ કરવામાં રોકાયલા હતા ત્યારે ખાવા લાગો, જે એક નાહના છોકરાએ જોયું તેથી તે જોરથી ખાંસ્યો.

**શીક્ષક**—કેમરે શું થયું ?

**છોકરો**—કાંઈ નહીં સાહેબ, જરા અંજીર ગળે અટક્યું !!!



## ૭. ઠોઠ નિશાળીઓ.

**ગામડીઓ**—(પોતાના દોસ્તના છોકરાને) કેમ એલા નિહારે જાય કે ?

**છોકરો**—હા કાકા હવેતો ફરાફર વાંચું ને વરી બીજો ત્રીજો નંબર રાખું.

**ગામડીઓ**—લે આ પાવલી ઈનામ, પણ તારા વર્ગમાં કેટલા છોકરા છે બાપુ ?

**છોકરો**—છોકરા તો ઘણે ત્રણ છે પણ તેમાં એકતો અવાર નવાર માંદોજ રહ્યા કરેછે અને ઘણું કરીને આવતોજી નથી !!!

---

## ૮. સારંગી કે સાંબેલો?

પેસુને સારંગી વગાડતા આવડતી નહી હતી તેથી ભેંસાસુર જેવો અવાજ નીકળતો હતો. એક વખતે તેની નાની બેને સુતી હતી તેવામાં રાતના બે વાગતે બારી આગળ બે બીલાડીઓ વઢતી હતી જેથી તે જાગી ઉઠી રોઈને બોલી—"મા, પેસુ કાકા સારંગી વગાડેછ તે મને નહી ગમતી." !!!

---

## ૯. હું એકલોજ પુરો પડીશ.

જેઠો પોતાના ચાકરને ખૂબ મારતો હતો તેવામાં તેનો બાપ આવી લાગ્યો અને બોલ્યો—"કેમ જેઠા બસ કરેછ કે લાકડી લાવું?" જેઠો—"નહીં બાપા, લાકડીની કંઈ જરૂર નથી, હું એને એકલોજ પુરો પડીશ"!!!



## ૧૦. કોટલા વગરનાં ઇંડા.

**છોકરો**—મા, મરઘીઓ ચુનો તે શા સારૂ ખાતી હશે વારૂ?

**મા**—એટલી ખબર નથી, પોતાના ઇંડાને કોટલા કરવા.

**છોકરો**—ત્યારે જો તેઓ ચુનો નહીં ખાએ તો શું વગર કોટલાનાં પોચા ઇંડાં મુકે?



## ૧૧. પેટ નહીં તો પીઠ.

**છોકરો**—બાપા આજે મને તરવા જાવું છે.

**બાપ**—નહીં આજે નથી જવું, હજુ તો હમણાંજ તારૂં પેટ દુઃખતું હતુંને?

છોકરો—તે ખરૂં બાપા, પણ હું મારી પીઠ ઉપર ચીતો તરીશ પછી કંઈ છે ? !!!

---

## ૧૨. ભાડાનો હંસાવનાર.

સોલુ—મારો દીકરો તો એવો છે કે કોઇબી રડતાને હંસાવે.

ફુલુ—ત્યારે જ્યાં જ્યાં મરણ થાયછે ત્યાં ત્યાં તેને બાડે કાંય નથી ફેરવતા ? !!!

---

## ૧૩. સેહલું ને સુતરૂં.

શીક્ષક—( ઈતિહાસની વખતે ) છોકરા, શીવાજીરાવ કયારે મરી ગયો ?

છોકરો—વળી ક્યારે, સાબ એનું મોત આવ્યું ત્યારે!!!

---

## ૧૪. શું માને ખબર છે ?

એક પાંચ વરસની છોકરીને તેનાં ભાઈએ કહ્યું—"આપણે ત્યાં બેન જનમી." આ સાંભળી છોકરી બહુ ખુશી થઈ બોલી—"ભાઈ ચાલો આપણે એ વાત માને કહીએ "!!!

---

## ૧૫. માખણ.

એક સ્ત્રી પોતાના છોકરાને પગ ઉપર ઘણો વાર સુધી નચાવતી હતી તે જોઇ તેનો ભરથાર બોલ્યો- "અરરર કેટલું બધું માખણ"?

**સ્ત્રી**—અહીં માખણની તો વાતબી નથી?

**ભરથાર**—એ તો ખરૂં પણ હમણાંજ એને સારી પેઠે દુધ પાયું અને વળી ઉપરથી હજુ તો નંચાબ્યાજ કરેછે ત્યારે એનાં પેટમાં કેટલું માખણ થયું હશે વારૂ ?!!!

## ૧૬. ગુલાબનાં કાંટા.

મીલટન કવી આંધળો હતો. તેને એક દુષ્ટ સ્ત્રી હતી. એક દોસ્તે પુછ્યું—"મીલટન, તારી સ્ત્રી તો ખરેજ એક ગુલાબ છે?" મીલટને કહ્યું—"ખરેખર ભાઇ, મારી આંખો નથા તેથી રંગ તો દેખાતો નથી પણ કાંટા તો ખુંચેછે ખરા"!!!

## ૧૭. ડીક્ષનરીનો ઉપયોગ.

એક નવ વરસની ઉમરનો છોકરો ટેબલ ઉપર બેસી

ડીક્ષનરીનાં પાનાં ઉથલાવ્યા કરતો હતો. આ જોઈ તેનો બાપ બોલ્યો—"બેટા શું કરેછે?" છોકરો— "બાપા, તમેં ઘણી વખત નથી કેહેતા કે જે કંઈ નહીં મળે તે ડીક્ષનરીમાં જોયાથી માલમ પડેછે, તેથી આજે મારા બુટ ખોવાઈ ગયા છે તે જોઉંછું કે એમાં ક્યાંથીબી મલી આવેછે?" !!!

---

## ૧૮. નવાઈ સરખો બોજો.

કેટલાક ઉતારૂઓ વહાણમાં બેસી ક્યાંક જતા હતા. જતાં જતાં દર્યામાં તોફાન નડયું તેથી ખારવાએ તેઓને કહ્યું—"તમારી પાસે જે બોજાવાળી ચીજ હોય તે ફેંકી દીઓ જેથી વહાણ હલકું થાય." આ સાંભળી એક જણ પોતાની સ્ત્રીને લઈ આગળ આવી બોલ્યો—"મારે માથે આ જેવો બીજો કશો પણ બોજો નથી" !!!

---

## ૧૯. બરાબર બુઝખ.

એક ઈસ્ટીમરના ઉતારૂએ કપતાનને કહ્યું—"ઉપર જે પક્ષીઓ ઉડેછેની તે કબુતર છે. કપતાન બોલ્યો—"છટ, એમ હોય નહીં એતો બતક છે" !!!

## ૨૦. પીછીથી આંસુ.

**દામોદર**—ચિતારો પોતાની પીછીવતી અને કવી પોતાની કલમવતી માણસની આંખમાં આંસુ લાવી શકેછે.

**હરજીવન**—એ તદન ખરી વાત છે, કારણ કે હું કાશીનાથ ચિતારાને ત્યાં તેના પાડેલા ચિતારો જોવા ગયો હતો, જ્યાં તે મને એક ચિત્ર બતાવતો હતો,—અને જોકે હું એવા નબળા હૈયાનું માણસ નથી તો પણ દસ મીનીટ સુધી મારી આંખોમાંથી આંસુ પડયાં.

**દામોદર**—હહં, ત્યારે તો કાશીનાથે પોતાની પીછીવતી કોઈ ગંભીર દેખાવ ચિતાર્યો હશે ?

**હરજીવન**—નહીં; નહીં, એવું કાંઈએ નથી. એતો મેં એની ખામી બતલાવી તેથી તેણે મારી આંખપર પીછી મારી!!!



## ૨૧. ગાંડો ગામડીઓ.

એક ગામડીઓ પોતાનો ફોટોગ્રાફ પડાવવા ગયો, અને ફોટોગ્રાફરને કહ્યું—" ભઈ હાબ, હંભાળજે હંકે,

મારૂં કદરૂપું મોઢું રૂપાળું પાડજે, અને મારો પીતલનો છેડો સુનાનો દેખાય એવું કરજે"!!!

## ૨૨. પરબારી કાસર પતાવી.

એક શેઠે પોતાના ગુલામને ઝાડ પરથી થોડી ડાંખલી તોડવા કહ્યું, જેથી ગુલામે જવાબ દીધો—"શેઠ, જો હું ચઢીને પડી મુઓતો તમારા હજાર રૂપીયા હરામમાં જશે, માટે એક બીગારીને પકડીને ચઢાવો ને પછી પડી મુઓ તો તમને એક પઈબી નહીં પડે કેવી મજાની વાત."!!!

## ૨૩. પોતાને મોઢે પોતાનો ઈનસાફ.

એક વોહોરાજીએ એક ગાડીવાલાપર ફરીયાદી માંડી, તેથી ન્યાયાધીશે ગાડીવાલાને પુછયું—"આ વોહોરાનો પગ કેમ કચરાયો જલદી બોલ." ગાડીવાલાએ મુંગાની માફક ચાળા કરવા માંડ્યા. ન્યાયાધીશે ફરીથી પુછયું—"કેમ બોલાતું નથી કે!" આ સાંભળી વોહોરાજી ગુસ્સે થઈ બોલ્યા—"સાબ, એતો તમારી આગળ મુંગો થયોછે રસ્તામાં તો પોઇસ પોઇસ કરતો તો"!!!

## ૨૪. હવાના ફાયદા.

**દેવીદાસ**—તમે શું પુનં જવાનો વીચાર રાખોછ?

**હરીદાસ**—હા, ભાઈ.

**દેવીદાસ**—તમારી સ્ત્રીને કેમ નથી તેડી જતા ?

**હરીદાસ**—જરા એની તબીયત ઠીક નથી.

**દેવીદાસ**—તમે તો કંઈ અગતના કામસર જતા હશો !

**હરીદાસ**—નહીં, નહીં, જરા હવા ફેરફાર કરવા જાઉંછ !!!

---

## ૨૫. બોલતાં સપડાયો.

એક માણસ એક આંખે કાણો હતો, પણ પોતાની એબ છુપાવવા ચશમો પેહેરતો હતો. એક વખત ભાષણ કરતાં તે બોલ્યો—" જે ચીજનું કામ નહીં તે કદી વાપરવી નહી." આ સાંભળી એકજણ બોલી ઉઠયો—"ભઇસાબ, ત્યારે તો તમારી કાણી આંખ બાજુનો ચશમાનો કાંચ કાઢી નાખોની " !!!

---

## ૨૬. અશકયતા.

**બાપ**—બેટા ખુશામતીયાની વાત કદી પણ સાંભળવી નહીં.

**દીકરો**—બાપા એતો ખરૂં, પણ સાંભળ્યા વગર કેમ કેહેવાય કે ખુશામતીયોછે!!!



## ૨૭. તેમ નહીં પણ એમ.

સોહોરાબને ત્યાં દરવાજા આગળ એક મોટો ઝનુની કુતરો રાખવામાં આવતો હતો, જ્યાં એક પાટીયા ઉપર મોટા અક્ષરે લખેલું હતું કે "કુતરાથી સાવચેત રહેજો." એક વખતે તેના દોસ્તે પુછ્યું— "શું તમારી મતલબ એવી છે કે મોટા અક્ષર હોય તો દોડતાં દોડતાં પણ વાંચી શકાય!"

**સોહરાબ**—નહીં મારી મતલબ તો તદનજ જુદી છે કે "જે વાંચે તે દોડે"!!!



## ૨૮. કંજુસની કહાણી.

આદમજી એખરા પાસે પાંચ લાખ રૂપીયાની પુંજી હતી. તે છતાં એટલો તો કંજુસ હતો કે એક

દહાડે દોડતાં દોડતાં જ્યાં છોકરાઓ ભમરડે રમતા હતા ત્યાં આવી લાગો અને બોલ્યો—“ હું સોડાવા-ટરની બાટલી મંગાવુંછ કોઈ ભાગ રાખશો ” !!!

## ૨૯. કુતરાનું તે શું કામ ?

**મેહેરવાન**—શું તને એદલજીએ કુતરો કહ્યો ?

**સોલુ**—હા, આજતો એને જવા દીધો છે, પણ હવે જો એમ બોલ્યોની તો પાધરો એનો કાંન ધરી-નેજ કરડીશ. કેમ ખરી વાતની, કુતરાનું તો એજ કાંમ !!!

## ૩૦. રોકડો જવાબ.

**ધનબાઈ**—( પોતાની નવ વરસની છોકરીને ) નાજાં તેં કોઇ દહાડો મારાહાથ તારા જેવા મેલા જોયા હતા ?

**નાજાં**—નહીં, માઓ, મેં તો નથી જોયા પણ મારી મમઈએતો જોયા હશે !!!

## ૩૧. એકવાર ઘોડો તો બીજીવાર હાથી.

**દીકરો**—બાપા કયાં ગયા છે.

**મા**—તારા સારૂ રોટલી કમાવા ગયા છે.

**દીકરો**—ત્યારે તો મારા સારૂ કોઈ દીવસ બી-સ્કોટ પણ કમાવી લાવશે કે !!!

---

## ૩૨. ભણી ધણીને વાજ વળ્યા.

**શીરીનબાઈ**—જરબાઈ, હવે તમારો શાપુર ઈસ્કોલમાં જાયછ કે ?

**જરબાઈ**—હા હવે તો દરરોજ જાયછે.

**શીરીનબાઈ**—ત્યારે તો હવે ઇંગ્રેજી પણ આવડતું હશે?

**જરબાઈ**—અરે અંગ્રેજી તો શું છ ભાષા શીખ્યો છે.

**શીરીનબાઈ**—છ ભાષા તે વળી કઈ કઈ ?

**જરબાઈ**—અંગ્રેજી, ગુજરાતી, ફારસી, ઈતિહાસ, ગુણાકાર ને ભાંગાકાર !!!

---

## ૩૩. હોઠ સાજા તો ઉત્તર ઝાઝા.

એક ગુસ્સે થએલી માતા પોતાની સપાટ હાથમાં લઇ પોતાના છોકરાની પછવાડે દોડતી ચીરડાઇને

બોલી—"તું જો બેઠો બચા, હમણા હું તને નચાવુંછું."

છોકરો—"મા શું નાચની બેઠક કરાવવીચ"?

---

## ૩૪. ઘરડું માખણ.

એક નાહની છ વરસની છોકરીએ નાસ્તાની વખતે પોતાના બાપને કહ્યું—"બાપા આ માખણ બહુ ઘરડું છે." બાપ બોલ્યો—"ઘરડું તે વળી શાથી થયું?" છોકરીએ જવાબ આપ્યો—"બાપા, એમાંથી બે ત્રણ સફેત બાલ નીકલયા"!!!

---

## ૩૫. ભસે ત્યારે મારવું કે કરડે ત્યારે મારવું?

ખરશેદ—પરશોતમ, તેં કેમ મારા કુતરાને માર્યો?

**પરશોતમ**—શેઠ, એ મારી તરફ ભસ્યો.

**ખરશેદ**—ભસે એટલે મારવું કે?

**પરશોતમ**—અલબત વળી ત્યારે શું કરડે ત્યાં સુધી વાટ જોઉં?

---

## ૩૬. ગભરાઈ તે હાનો જાય.

એક વહાણના ખારવાએ આગબોટનાં ખલાસીને

પુછયું—"ભાઈ જ્યારે ઈસ્ટીમર 'હરબર હાલ' નું બાઈલર ફાટું ત્યારે તું ગભરાઈ ગયો કે?" ખલાસી—"વરી ગભરાઇ તે હાનો જાય, મારે ઘેર મારી રાંડ કોઈવાર એવી તો ફાટે કે બાઈલર તો એના હા બીહાદમાં"!!!

## ૩૭. દાકતરનું ડાહપણ.

એક દાકતરને પુછવામાં આવ્યું કે માખીઓને મારવાને કેટલું આરસેનીક (ઝેરની દવા) જોઈએ. દાકતર—"હા, તે હું કહી શકુંછું, પણ પહેલે મારે તેની બરાબર ઉમ્મર અને તે નર છે કે નારી તે બધું જાણવું જોઇએ !!!

## ૩૮. ચીનાઇ ચાહે.

**શીક્ષક**—(છોકરાને) ચીન કયાં છે?

**છોકરો**—સાબ, હું નથી જાણતો.

**શીક્ષક**—એટલી ખબર નથી. ચાહ કયાંથી આવેછે!

**છોકરો**—હા સાબ હવે ખબર પડી. એતો અમારી બાજુમાં ચાહેવાલાની દુકાનેથી આવેછે!!!

## ૩૯. અભ્યાસ કરેથી આવડે.

**ન્યાયાધીશ**—( ખીસાકાતરૂને ) આ તારો પેહેલોજ વાંક છે કે?

**ખીસાકાતરૂ**—હા સાહેબ, પેહેલીજ વખત છે.

**ન્યાયાધીશ**—જ્યારે આ તારી પેહેલીજ વખત છે તો આવી સફાઈથી ગજવું કાપતાં કેમ આવડચું?

**ખીસાકાતરૂ**—સાહેબ એ તો મારો હમેશનો ધંધો છેની!!!

---

## ૪૦. હોય કયાં ને જોય કયાં.

**દરદી**—દાકતર સાબ, મારૂં માથુ બહુ દુ:ખેછે.

**દાકતર**—( હાથની નાડ જુએ છે ) લાવ જોઉં તારો હાથ.

**દરદી**—સાબ દરદ તો માથાંમાં થાયછે ને હાથને શું જુઓછો!!!

---

## ૪૧. ઈમાનદારીનો બદલો.

મસુદમીયાને એકવાર ઝાડુ કાઢતાં પાવલી જડી. મીયા હતા તો બહુ ચોટા પણ આ વખતે ભલા થઇને તે પોતાના શેઠ આગળ લઈ ગયા.

**શેઠ**—કાંસે લાયા ?

**મસુદ**—શેઠ કચરેમેંસે મીલી.

**શેઠ**—શાબાસ, તેરી ઇમાનદારીકે બદલેમેં યે તુંજ લે.

થોડા દીવસ પછી શેઠની સુનાની વીંટી ખોવાઈ, તેથી પોતાના ચાકરને બોલાવી પુછયું—"મસુદ, મેરી સુનેકી અંગુઠી કીદર દેખી"?

**મસુદ**—હા સાબ, તુમારે બીછાનેકે નીચુસે મીલી.

**શેઠ**—ફીર ઉસકા કયા કીઆ ?

**મસુદ**—જી, વો તો મેંને મેરી ઈમાનદારીકે બદલેમેંજ રખી !!!

---

## ૪૨. ભોળો ભટાક.

એક શીક્ષકે પોતાના મસ્તીખોરા નિશાળીઆને કહ્યું–સબુર કર, હમણા તમાચો મારી તારા ગાલ રંગી નાંખુછું.

**છોકરો**—સાબ કાલે રંગજો ની આજ તો મને નાહવાનું છે તેથી રંગ જતો રહેશે !!!

---

## ૪૩. અભણને વળી દમ ભરાવે.

કપુરચંદ પોતાનો દાંત કઢાવવા એક દંતવૈદ પાસે ગયો. દંતવૈદના માણસને બરાબર નહીં આવડવાને લીધે ખરાબ દાંતની સાથે એક સારો પણ ખેંચી કાઢ્યો.

**કપુરચંદ**—( ગુસ્સે થઇને ) એ શું કીધું? બે દાંત કેમ કાઢયા?

**માણસ**—ચપ, ચપ, ચપ, દાકતર સાહેબ સાંભળશેની તો વળી ન કામી બે દાંતની ફીઈ લઇ મુકશે !!!

## ૪૪. સેહેલો જવાબ.

**શીક્ષક**—છોકરા તુરકી અને રશીઆ વચ્ચે કેટલી લડાઈ થઈ? ·

**છોકરો**—પાંચ.

**શીક્ષક**—ગણી બતાવ જોઉં, કઈ કઈ !

**છોકરો**—પેહેલી, બીજી, ત્રીજી, ચોથી, અને પાંચમી.

## ૪૫. અક્કલ કી દુમ.

**શેઠ**—( ગામડીઆ ચાકરને ) પેલું મુંબઇથી આ-

ઈસ આવ્યું તેમાંથી કટકો ભાંગી, ધોઈ લાવવા ક્યારનું કહ્યું તે ક્યાંછે?

**ચાકર**—અરે હાબ, હોજુ કરવા ઉના પાણીમાં ક્યારનું લાએખુ છે તે જડતું નથી !!!

---

## ૪૬. બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.

**બાપ**—( પોતાના નાહના છોકરાને ) નરસીં તું કોઇ નાહના ઘુવડ જેવો લાગેછ.

**નરશી**—ખરેખર બાપા.

**બાપ**—હં, વારૂ બોલતો ખરો કે ઘુવડ તે શું.

**નરશી**—વળી ઘરડા ઘુવડનું બચ્ચું બીજુ તે શું !!!

---

## ૪૭. બકરૂં કાઢતાં ઉંટ પેઠું.

**વકીલ**—ગઈ કાલે તું ક્યાં ગયોતો ?

**ખુશાલ**—મારા દોસ્તોની સાથે ફરવા ગયો હતો.

**વકીલ**—તારા દોસ્તોબી તારા જેવા લુચ્ચાજ હોવા જોઇએ ?

**ખુશાલ**—હા, સાહેબ ખરી વાત, એ બેઉ જણુબી તમારા જેવા વકીલજ હતા !!!

---

## ૪૮. અક્કલનો ભંડાર.

**સોરાબ**—એવું કહેવાય છે કે ચંદ્ર પણ વસ્તીથી ભરેલું છે.

**નસલુ**—એતો ખરૂં, પણ ચંદ્ર અડધો થાયછે ત્યારે બીચારા માણસો કેવા કચરાઈ મરતા હશે !



## ૪૯. અક્કલનો બારદાન.

બે ગામડીઆઓ રસ્તે ચાલ્યા જતા હતા. તેમાંના એકે નવુંસવું ઘડીઆળ પહેર્યું હતું. દેવલનાં ઘડીઆળ સાથે પોતાનું ઘડીઆળ મેળવી બહુ ખુશી થઈ બોલ્યો—"વાહરેવાહ! ભલી હરત લાગી દેખુ! હજુ તો પહેર્યાંને બે કલાક થયા નથી તાં તો અડધો કલાક આગળ નીહરી ચાએલુ." બીજો ગામડીઓ–"બસારો કેવો થાકી ગયો હશે ?"!!!



## ૫૦. નફ્ટાઇની હદ.

**ન્યાયાધીશ**—તેં આજ પણ ફરીથી દારૂ પીધો કે?

**બંધવો**—હા, સાહેબ.

**ન્યાયાધીશ**—મેં હજુ તો ગઇ કાલેજ તને છોડી દીધો ત્યારે તેં વચન આપ્યું હતું કે હવેથી ફરીને કદી પણ નહી પીશે.

**બંધવો**—એતો ખરૂં, પણ મેં વચન આપ્યું ત્યારે પણ હું પીધેલોજ હતો!!!



## ૫૧. નહાનો ઘડીઆલી.

**મનચેરજી**—(પોતાની સ્ત્રીને) જોની આ ઘડીઆળ બંધ પડી ગયુંછ, એને સાફ કરવા આપવું જોઈએ.

**નહાનો છોકરો**—(દુર રમતો હતો ત્યાંથી દોડી આવીને) નહીંરે બાવાજી એ તો સાફજ છે, મેં સહવારનાંજ ટેબલ પરથી લઇને રાખથી ઉજળી ઉના પાણીમાં ધોઈ કાઢયું!!!



## ૫૨. સુલખણો છોકરો.

**પાનાચંદ**—તમને કાંઈ ઓલાદ છે?

**કેશવજી**—હા એક છોકરો છે.

**પાનાચંદ**—તે બીડી બીડી પીએછ કે?

**કેશવજી**—મુદલ નહી.

**પાનાચંદ**—એ ઘણી સારી વાત છે, પણ રાત્રે રઝડવાતો જતોજ હશે ?

**કેશવજી**—રાત્રે ખાધા પછી તો બહાર જતો નથી.

**પાનાચંદ**—ત્યારે તો તે ઘણોજ સદગુણી જુવાન હોવો જોઇએ.

**કેશવજી**—નહીરે ભાઇ, જુવાન શાનો, માત્ર ત્રણ વરસનું બાળક છે!!!

---

## ૫૩. નાપાક શેતાન કોણ ?

૫પેટીને દીને બેહેરામ બબરચી ફાટા તુટા બુટ પહેરી નીચે ઓટલા ઉપર બેઠેલો હતો, તેવામાં તેના શેઠ રૂસ્તમજી આવી લાગ્યા અને પુછ્યું—"કયા નાપાક શેતાનના જોરા પહેરી આયોછ ?"

**બરજોર**—શેઠ ઢોલીઆ તળે તમારા જુના પડેલા હતા કેની, તે બાઈએ મને પહેરવા આલ્યા!!!

---

## ૫૪. પોતાનો હજામ.

એકવાર નેપોલીઅન પોતાને હાથે પોતાની ડાઢી

મુંડતો હતો, તેટલામાં એક માણસ તેના નામની ચીઠી લઈને આવ્યો, અને નહી ઓળખતાં ચાકર સમજી બોલ્યો—" મારે નામદાર શેહેનશાહને મળવું છે તમે તેનાં કોણ છો ?

**નેપોલીઅન**—( હસીને ) કોણ હું ? હું તો તેનો હજામ છું ! ! !

---

## ૫૫. ચોર કોટવાલને દંડે.

કરસન રડતો રડતો ઘેરમાં આવ્યો 'અને પોતાની માને કહ્યું—" મા, મગને મને ગધેડાની જેમ લાત મારી."

**મા**—( થોડી મીઠાઈ આપીને ) મગન ઘણો ખ-રાબ છોકરો છે, પણ પછી તેં તો તેને નથી મારી.

**કરસન**–નહીંરે મા, મેંજ એને પેહેલે લાત મારી!!!

---

## ૫૬. એમાંથી અઘરૂં શું ?

**શીક્ષક**—કેમ નરોતમ, આ સવાલ અઘરો લાગેછકે ?

**નરોતમ**—નહીં સાહેબ, જરા એનો જવાબ અઘરો લાગેછે !!!

## ૫૭. દાકતરનું બીલ.

**બેજનજી**—હું આજ બે મહીના થયા એટલો તો માંદો રહુંછું કે દર મહિને દાકતરનું રૂપીઆ ત્રીસનું બીલ આવેછે.

**બેરામજી**—એમાં તે શું મોટો ખરચ થયો, મારો કુતરો સીક હતો ત્યારે તેનું તો દર મહિને પચાસ રૂપીઆનું બીલ આવતું હતું !!!

## ૫૮. તોપનો ધડાકો.

બે ગામડીઆઓએ તાર હાફીસમાં જઇ પોતાના સગા ઉપર સુરત તાર મુકાવ્યો. તાર કેમ જતો હશે તે વીષે તેઓને કાંઇ ગ્નાન હતું નહીં. તાર માસ્તરે સંધેશો લખી બીજા ઓરડામાં મોકલ્યો, તેવામાં એવું બન્યું કે બપોરની એક વાગાની તોપ પડી જે સાંભળી ગામડીઆ ચમકીને એક બીજાને કહેવા લાગ્યા—" એ આપરો હંધેહો ચાએલો હકે, બાપરે કેવો ધમ ધમાવતો જાયછે." !!!

## ૫૯. તાજો દાખલો.

**શીક્ષક**—(છોકરાને) જે ઠેકાણે ગરમી પેદા થાએછે ત્યાં હીલચાલ પણ જરૂર થાય છે.

**છોકરો**—હા સાહેબ, એ તદન ખરી વાત છે.

**શીક્ષક**—ત્યારે કરી બતાવ જોઉં.

આ સાંભળી છોકરાએ એક કાંડી સળગાવી શીક્ષકની કુરસી તળે ધરી જેથી તે તરતજ ઉઠી બાજુ થઇ બોલ્યો—"કેમરે એ શું ઢોંગ માંડ્યા"?

**છોકરો**—સાહેબ તમને કરી બતાવુંછું કે જ્યાં ગરમી થાય ત્યાં જરૂર હીલચાલ થાય અને તે પ્રમાણે કાંડીની ગરમી લાગી કે પાધરા તમેં કુરસી પરથી ઉઠયા. કેમ બરાબરની!!!

---

## ૬૦. મોઢે કરવાનો પાઠ.

**મા**—જો દીકરા આપણે ઘેર કોઈબી આવે તેને કેહેવું કે આવો સાહેબ, બેસો સાહેબ, યાદ રહ્યું કે?

એક વખતે માએ પોતાનાં છોકરાને બારી આગળ ઉભો રહી કાંઈ બરબડતાં સાંભળ્યું તેથી પુછયું—"બેટા શું બોલેછે?"

**દીકરો**—માએ તમેં નહીં કહ્યું કે આપણે ત્યાં કોઇ આવે તેને કેહેવું કે આવો સાહેબ, બેસો સાહેબ, કેમ યાદ રહ્યું કે, તે હું મોઢે કરૂંછું !!!

## ૬૧. પીડા પતાવી.

**ડોસાભાઇને** જરા જરા વાતમાં દાકતરને પુછ-વાની ઘણી ટેવ હતી. એક વખતે રસ્તે ચાલતાં દાક-તર સાહેબ સામેં મળયા તેથી દાકતરને કહ્યું—"જરા જુઓની આંખનાં પાંપણ ઉપર શું થયુંછ."

**દાકતર**—( પીડા પતાવવાને ) જરા આંખો બંધ કરો તો પાંપણ તપાસું.

**ડોસાભાઇ**—(આંખો બંધ કરીને રસ્તાની વચ-માં પુતલાની પેઠે ઉભા રહ્યા એટલે દાકતર સાહેબ પસાર થઈ ગયા )!!!

## ૬૨. ઘણું બોલે તેના શા હાલ.

**જમશેદજી**—(એક અજાણાને) તમારૂં મોઢું મને જાણીતું છે.

**મીંયાભાઇ**—હા તે હશે, હું હજુ ગઇ કાલેજ તુરંગમાંથી છુટી આવ્યો તમે ત્યાં કેટલા મહિના હતા?

---

## ૬૩. ખાવાને ક્યાં જાઉં.

એક ગ્રહસ્થે એક ભીખારીને કહ્યું—"મને પૈસા આપવાનું પસંદ નથી પણ જો તું કહે, તો આખા વરસ સુધી ચાલે એવો ખાસો મજાનો ડગલો પેહેરવા આપું." ભીખારીએ કહ્યું—"એ તો ખરૂં, પણ તમારે શું મારો ધંધો બગાડવોછ? આ મેલા ચીથરે હાલ કપડાં જોઇને કોઇબી પૈસા બે પૈસા આપશે પણ ડગલો જોઇને તે કોણ આપવાનું!!!

---

## ૬૪. કેમ ખરી વાત?

**પાલનજી**—જો ભાઈ ટાઈટ બુટ પહેરવામાં બહુ ફાયદો છે.

**પીરોજશા**—નહીં નહીં, એમ તે વળી હોય?

**પાલનજી**—ત્યારે તું સમજતોજ નથી, જ્યાં સુધી ટાઇટ બુટ પહેર્યાં હોય ત્યાં સુધી સઘળાં દુ:ખ વીસરી જવાય!!!

---

## ૬૫. સમય સૂચકતા.

એક મશકરાના દીકરા ઉપર પીટર બહુજ ગુસ્સે થઈ ગયો અને ફાંસીની સજા ફરમાવી. તેથી મશકરો પીટરની દરબારમાં માફી માગવા જતો હતો, તેને આવતો જોઈ પીટર સમજી ગયો અને બોલ્યો—"હું સોગન ખાઈને કહુંછું કે જે તું કેહેવા આવ્યો છે તે હું કદી કરવાનો નથી.

આ સાંભળી મશકરો હસીને બોલ્યો—"સાહેબ, મારા દીકરાને મારી નાંખોની !!!

---

## ૬૬. બીજાને ફસાવતાં પોતે આવી ગયા.

**ન્યાયાધીશ**—તું તારા ચેહરા ઉપરથીજ એક લુચ્ચો માણસ લાગેછે.

**બંધવો**—હં, મને તો આજેજ ખબર પડી કે મારૂં મોઢું આરસી છે !!!

---

## ૬૭. જેવાની સાથે તેવા.

**અમીચંદ**—કેમ ઘેલાભાઈ તમારા ગાંડાભાઈ સાથનો કજીઓ પતી ગયો કે ?

**ઘેલાભાઇ**—અરે સેવક તો એને બરાબર ઠેકાણે લાવ્યો.

**અમીચંદ**—પણ એ માથાના ગીએલા ગાંડા-ભાઈને તે તમે શી રીતે ઠેકાણે લાવ્યા ?

**ઘેલાભાઇ**—વળી ગાંડાની સાથે ઘેલો મળે તો તે ઠેકાણે કેમ નહીં આવે !!!

---

## ૬૮. કાલનું કામ આજે કરવું.

**મા**—દીકરા આળસુ કદી રહેવું નહીં, કાલનું કામ આજે કરવું.

**દીકરો**—તારે મા, બાપા મીઠાઈ લાવ્યાછે અને કહ્યું છે કે કાલે ખાજે તે લાવોની આજેજ ખાઇ જાઉં !!!

---

## ૬૯. શેઠ કહે તેમ કરવું.

**એમચંદ**—જો સામલા ત્રીકમજી આવે તો કહેજે કે શેઠ બહાર ગયા છે પણ ખુશાલ આવે તો તેને આપણા દીવાનખાનામાં બેસાડજે અને કહેજે કે શેઠ હમણા આવેછે.

**સામલો**—ઠીક છાબ,

અડધો કલાક થયોનહીં ત્યાં તો એક જણ શેઠને બોલાવા આવ્યો એટલે આપણા સ્રામલા ભાઇ તો આગળ દોડી જઈ બોલ્યા—"ભઈછાબ, તમારૂં નામ છુંછે. તમારૂં નામ ખુછાલ હોય તો ઉપર જાઓ છેઠ બેથા છે પણ તમે ત્રીકમજી હોતો તો ભઈહાબ માફ્ કરો છેઠ તો બહાર ગયા છે" !!!



## ૭૦. હું કેવો પક્કો.

એક માણુસ રેલવેમાં બેસી સુરત જવાનો હતો, પણ ગાડી ચીકાર ભરાએલી હતી તેથી બીચારાને અંદર ઉભાજ રહેવું પડ્યું. થોડી વાર રહી આગગાડી ચાલી અને પોતે આગગાડીની બારી આગળ જઈ સામેં આંગળી કરી મોટેથી બોલ્યો—" અરરર આ શું થયું ?" આ સાંભળી કેટલાક ઉતારૂઓ બારી ભણી જોવા દોડયા એટલે પોતે ઉભા રહેલા ઉતારૂઓની જગાએ જઇને બેઠો !!!



# ઘરસંસારી નુસખાઓ.



## ૧. બાટલીને માટે સસતી લાખ.

૫ ભાગ રાળ

૧ ,, મીણ

૨ ,, લાલગેરૂ તથા કોઈબી જાતનો રંગ

આ સર્વે એક વાંસણમાં ગરમ કર્યાથી એક રસ થઇ જશે, જેમાં બાટલીનું મોઢું બોડી જરા વાર રેહેવા દેવું આ લાખ ઉપર સીલ પણ ઘણી સારી રીતે ઉઠેછે.



## ૨. કપડાપરથી સાહીના ડાઘ કાઢવાની રીત.

જે ભાગ ઉપર સાહીનો ડાઘ પડ્યો હોય તે ભાગને લીંબુના રસ અથવા સુરકાથી થોડીવાર સુધી ભીંજવી રાખી સાબુથી ધોઈ નાખવું.



## ૩. ફ્રેંચ પાલીસ.

ટરપીટન (Terpentine) તેલમાં, એટલું મીણ નાંખી ગરમ કરવું કે ઠર્યા પછી ઘાટું મધ જેવું થાય. આ મેલવણી લાકડા ઉપર કપડાથી ઘસવી, જેથી ફ્રેંચ પાલીસ થશે, અને જેમ વધારે ઘસશો તેમ વધારે ચળકાટ આવશે.



## ૪. આરસપાહાણ સાફ કરવાની રીત.

કલીચુનામાં સાબુનું પાણી નાંખી ઘાટું દુધ જેવું બનાવવું. આ મેલવણી આરસપાહાણ (સંગેમરમર) પર લગાડી આખો દહાડો રહેવા દીધા પછી કપડાથી લુછી સાફ કરી નાંખવું, જેથી તદન નવા જેવું થશે.

એથી પણ જો વધારે સુધારવું હોય તો ઉપર પ્રમાણે કર્યા પછી તે પર કાંચ ચોટાડવાની લાંપી* (લાંબી) તે ઉપર ઘસવી જેથી ચલકાટ અને લીસાઈમાં ઘણો વધારો થાયછે. * * * (લાંપી બનાવવાની રીત=નાં૦ ૭૬.)



## ૫. ખાંસીનો ઉપાય.

ખડી સાકર ખાધાથી ખાંસીનો ઘણીવાર અટકાવ થાયછે.

## ૬. લીલી રોશની.

મીણબતી બળતી હોય તે વેળા તેની વાટની આસપાસ મોરથુથુનો ભૂકો મુકવો, જેથી ઘણીજ સુંદર ખુશનુમા લીલા રંગની રોશની થશે.

---

## ૭. અજાએબ જેવી સાહી.

નવસાગર અને મોરથુથુનો ભૂકો સરખા ભાગમાં લઈ થોડા પાણીમાં પીગલાવવો. આ પાણીથી કોઇબી સફેત કાગળ પર લખી સુકવા દેવું. સુક્યા પછી આ અક્ષરો મુદલ દેખાશે નહીં, પણ આતશ આગળ થોડી ગરમી આપ્યાથી સુંદર "પીળા" રગનાં અક્ષરો નજરે પડશે.

---

## ૮. કપડાપર પીળો રંગ ચડાવવાની રીત.

જે કપડાને પીળો રંગ આપવો હોય, તો તેને સાબુ વગેરેથી ધોઈ નાંખી તદન સફેદ કરી સુકવવું, પછી ફટકીના* પાણીમાં હલદ પીગલાવી તેમાં તે કપડું બોલી કાઢવું. * * * (ફટકડીનું પાણી બનાવવાની રીત=ના૦ ૩૪)

---

## ૯. લાકડાની ફાટ ભરવાની મેળવણી.

થોડા પાણીમાં બે ચાર કટકા ફટકડી અને ચોખાનો લોટ નાખી સારી પેઠે ઉકાળ્યા પછી તેમાં કાગળના કટકા આસરે ચાર પાંચ કલાક બોળી રાખવા, જેથી માવા જેવા ઘાટા થઈ જશે. આ મેળવણી ફાટ વગેરેમાં પુરીને સુકયા પછી પથ્થર જેવી કઠણ થઈ જશે.



## ૧૦. દુધ પારખવાની રીત.

દુધમાં આંગળી બોળી પોતાના નખ ઉપર ટીપું મુકવું, જો ટીપું ફેલાઈ નહી જાય તો દુધમાં પાણીનો ભેગ નથી એમ સમજવું.



## ૧૧. કીડીનો નાશ કરવાનો ઉપાય.

કીડીના દરમાં ચુનાનું પાણી રેડ્યાથી કીડીઓનો નાશ થાયછે.



## ૧૨. રબળ સેહેલાઈથી કાપવાની રીત.

ચાકુ, છરી વગેરે જેથી રબળ કાપવું હોય તેને

કાપતી વખતે પાણીમાં બોળતાં જવું જેથી ઘણીજ સેહેલાઈ અને સફાઈથી તદન સરખું કપાશે.

---

## ૧૩. ઉધીનો નાશ.

ઉધી જે લાકડું, કાપડ, ચોપડી વગેરે ખાઇ જાયછે તેનો નાશ કરવાનો અકસીર ઉપાય નીચે મુજબ છે.

કપડા, ચોપડી વગેરે, જે, કબાટ અથવા પેટીમાં રાખ્યા હોય ત્યાં ઠેકાણે ઠેકાણે કપુર મુકવું જેથી તદન દુર થઈ જશે.

---

## ૧૪. કાંચ ચોટાડવાની રીત.

લશણના રસથી પણ કાંચ કામ ચોટેછે.

---

## ૧૫. મોરોકો ચામડાને સાફ કરવાની રીત.

મોરોકો નામનું ચામડું જે સઉથી ઉંચી કીસમનું હોયછે તે ઉપર ઇંડાની સફેતી લગાડી ખુબ ઘસ્યાથી નરમ અને સફાઇદાર થાયછે.

---

## ૧૬. ફરનીચર પાલીસ.

ટેબલ કુરસી વગેરેને પાલીસ કરવું હોય તો અ-

ળસીનું તેલ ચોપડી સાફ કપડાવતી ખુબ ઘસી લુછી નાખવું. આ પ્રમાણે કર્યા પછી તે ઉપર ઇંટનો તદન બારીક ભૂકો છાંટી કપડા વતી ઘસી સાફ કરવું. આથી તદન ચકચકીત અને નવા જેવું થઇ જશે.

## ૧૭. કુરસી વગેરેની નેતર ટાઇટ કરવાની રીત.

ઘણી વખત કુરસીની નેતર બેસતાં બેસતાં ઢીલી થઈ જાયછે, માટે તેને તંગ કરવી હોય તો તે ઉપર સાબુ અથવા અરીઠાનાં ફીણ ખુબ ચોળી તડકામાં સુકવા દેવી. આ પ્રમાણે બે ત્રણ વખત કર્યા પછી ગરમ પાણીથી ધોઈ નાંખવી. જેથી ઢીલી નેતર ઘણીજ તંગ થઈ જશે.

## ૧૮. ગુલાબના ફૂલનો રંગ બદલવાની રીત.

ગંધક સળગાવી તે ઉપર ગુલાબનું ફૂલ ધર્યાથી સફેદ રંગનું થઈ જાયછે અને પાછું સરકામાં બોળ્યાથી અસલ રંગનું થઈ જશે.

## ૧૯. વીછીના ડંખનો ઉપાય.

ડંખવાળા ભાગ ઉપર કેરોસીન (ગાંસ લેટ) તેલ આસ્તે આસ્તે ચોળવું.

## ૨૦. રોગાનનું કપડું સાફ કરવાની રીત.

રોગાનનું ચળકતું કપડું (Oil cloth) જે ટેબલ, કુરસી, કોચ વગેરે ઉપર જડવામાં આવેછે, તે સાફ કરવું હોય તો તે ઉપરની ધુલ સાફ કરી તે ઉપર થોડું દુધ રેડી કપડાથી ઘસીને ધોઇ નાખવું.



## ૨૧. ચાંમડું નવા જેવું કરવાની રીત.

પેહેલે ચામડા ઉપર કોઈબી જાતનું બલાકીન લગાડી સુકવા દેવું અને સુકાઈ રહ્યા પછી તે ઉપર કોઈબી જાતનું તેલ અથવા મીણબતી ઘસવી જેથી નવા જેવું થઈ જશે.



## ૨૨. બાટલી સાફ રાખવા માટે ચેતવણી.

બાટલીઓ ખાલી કીધા પછી તરતજ ધોઈ નાંખી ઉંધી ઉભી રાખવી, જેથી સઘળું પાણી નીતરી જાય. આ પ્રમાણે કર્યાથી બાટલીમાં કદી પણ ખરાબ વાસ થશે નહીં.



## ૨૩. કિવલ પેન.

કિવલ પેન (Quill pen) જો નરમ હોય તો

ફટકડીના* જલદ પાણીમાં બોળવાથી એક બે કલાક-માં સખત થઈ જાયછે. * * * (ફટકડીનું પાણી બનાવવાની રીત=નાં૦ ૩૪).



## ૨૪. ભાંગેલા કાંચ ચોટાડવાની રીત.

એક ચમચો દહીમાં થોડી ઇંડાની સફેતી નાંખી એક રસ કરવું; પછી થોડો કલી ચુનાનો ભુકો ઉમેરી સારી પેઠે મેળવી લાહી જેવું બનાવવું. આ મેળવ-ણીથી કાંચ, ચીની કામ તથા માટીનાં વાસણ ઘણી મજબુતીથી ચોટી જાયછે.



## ૨૫. મચ્છરનાં ચટકાનો ઈલાજ.

કપુરનું પાણી છાંટયાથી ઘેરમાં ઘણા મચ્છર થતા અટકેછે અને મચ્છરનાં ચટકાપર પણ કપુર ઘસ્યાથી ઘણીજ સારી અસર થાયછે.



## ૨૬. પોટાશ ( Potash ) બનાવવાની રીત.

રાખમાં પાણી નાંખી ખુબ હલાવી આસરે ચાર પાંચ મીનીટ રેહેવા દેવું, પછી ઉપરથી સઘળું પાણી

હળવેથી નીતારી લઇને સારી પેઠે ઉકાળી બળવા દેવું, જેથી ઘાટું લાહી જેવું થઇ જશે, જેને થોડોવાર ઠરવા દીધા પછી નીમખ જેવા કટકા બંધાઈ જશે.



## ૨૭. હાથપર સફેતાઈ લાવવાની રીત.

થોડુંક ગ્લીસરીન ( Glycerin ) અને ઇંડાની પીળાસ, આ બંનેને સાથે મેળવી એક રસ કરવું. આ મેળવણી હાથ ઉપર ઘસ્યાથી ઘણીજ સફેતાઈ, લીસાઇ અને સફાઇ આવેછે.



## ૨૮. તમરાનો અવાજ બંધ કરવાની રીત.

તમરા જે રાતના વખતે "ચીક ચીક ચીક" અવાજ કર્યાં કરેછે, તે અવાજ ઘણોજ કંટાળા ભરેલો હોયછે. તેને બંધ કરવાનો સેહલો ઉપાય એ છે કે, જે ફાટ અથવા ખુણામાંથી એવો અવાજ આવતો હોય તેમાં થોડી તપખીર છાંટવી જેથી અવાજ તરતજ બંધ થઈ જશે.



## ૨૯. છુપી સાહી બનાવવાની રીત.

સુરાખારના પાણીથી લખી સુકવા દેવું. સુકયા

પછી આ અક્ષરો મુદલ દેખાશે નહીં, પણ આતશ આગળ થોડી ગરમી આપ્યાથી ઘણાંજ સુંદર " ગુ-લાબી " રંગનાં અક્ષરો દેખાશે.

---

## ૩૦. ઇંડાઓ સાંચવી રાખવાની રીત.

ઇંડાના કોટલા ઉપર નરમ પીછી વતી સઘળે ફરતું ગુંદર લગાડી છાંયામાં સુકવા દેવું. આથી ઇંડાં ઘણી મુદત સુધી સંચવાઈ શકેછે.

---

## ૩૧. ઘઉંનો લોટ તપાસવાની રીત.

લોટમાંથી ચપટી દાબીને ભર્યા પછી ફુક મારતાં લોટ ઉડી નહીં જાય તો લોટ ઝીણો અને તાજો સમજવો.

---

## ૩૨. ફુલ, તુરા વગેરે સાંચવી રાખવાની રીત.

નવસાગરને પાણીમાં પીગલાવી તેમાં ફુલ, તુરા વગેરેની ડાંખળી બોળી રાખ્યાથી આઠ દસ દહાડા સુધી સારી હાલતમાં રહી શકેછે.

---

## ૩૩. મોઢા ઉપર થતી ખીલનો ઇલાજ.

એક તોલો નવસાગરને અળધા કપ ગુલાબના પાણીમાં પીગળાવી સાંજ સવાર લગાડ્યાથી આસરે એક અઠવાડીઆમાં ખીલ દુર થશે.

---

## ૩૪. ફટકડીનું પાણી બનાવવાની રીત.

એક કપ પાણીમાં પાંચ તોલા ફટકડી નાંખી બરાબર ગળી જાય ત્યાંસુધી ધીમી આંચે ગરમ કરવું, પછી કપડામાંથી ગાળી કાઢવું.

---

## ૩૫. પાણીની અસર ન થાય એવો સરસ બનાવવાની રીત.

ત્રણ ચાર ચમચા મલાઈ ઉતારી લીધેલા દુધમાં આસરે પોણો તોલો સરસ નાખી, જ્યાં સુધી સઘળું એક રસ થઈ ઘાટું મધ જેવું થાય ત્યાં સુધી ગરમ કરવું. આ પ્રમાણેની બનાવટ ઉપર પાણીની અસર થતી નથી.

---

## ૩૬. મધમાખના ડંખનો ઇલાજ.

નીમખતું પાણી કરી ડંખવાલા ભાગઉપર લગાડ્યાથી તરતજ આરામ થાયછે.

## ૩૭. માકણનો નાશ.

૧૨ આઉંસ ટરપીટન (Terpentine) માં ૧ આઉંસ કપુર પીગળાવી માકણના દર આગળ લગાડવું.

---

## ૩૮. ઉધીનો નાશ.

ઘણી વખતે ઉધી નામના એક કીડાથી કપડા, ચોપડી, વગેરેની ઘણીજ ખરાબી થાયછે, તેથી જે ઠેકાણે એવી જાતનું નુકસાન થતું હોય ત્યાં ઠેકાણે ઠેકાણે કાળી મીરીની ભુકી છાંટયાથી નુકસાન થતું અટકી જશે.

---

## ૩૯. પેનસીલથી પાડેલા ચીતારો સાંચવી રાખવાની રીત.

થોડાક મલાઈ ઉતારી લીધેલા દુધ ઉપર ચીતારની બીજી બાજુ તરતી મુકવી જેથી ચીતારવાલી બાજુ ઉપર રહે જેપર પાણી ફરવા દેવું નહીં. આ પ્રમાણે થોડીક વાર રેહેવા દીધા પછી છાયામાં સુકવા દેવું,

જેથી પેનસીલના ચીતારો વગેરે ઘણી મુદત સુધી ભગડ્યા અને ભુંસાયા વગર રહી શકશે.



## ૪૦ લાહી તથા તેથી ચોટાડેલી ચીજો ઉપર ફુગ થતી અટકાવવાની રીત.

લાહી બનાવવાના પાણીમાં આગળથીજ થોડો ટંકણખારનો ભૂકો પીગલાવવો. આથી ફુગ મુદલ થતી નથી.



## ૪૧. ભમરાના ડંખનો ઈલાજ.

ડંખવાલા ભાગ ઉપર માત્ર કાંદા (ડુંગળી)ની કાતરી થોડીવાર ઘસ્યાથી તરતજ સોજો અને પીડા ઓછી થાયછે.



## ૪૨. નહી બળે એવું લાકડું.

મલાઈ ઉતારી લીધેલા દુધમાં થોડું નીમખ નાંખી પીગળાવવું, લાકડા ઉપર આ મેળવણી બે ત્રણ વાર લગાડયાથી લાકડું એકાએક બળતું નથી.



## ૪૩. ચીઠી મજબુત ચોટાડવાની રીત.

ગુંદરમાં ગ્લીસરીન (Glycerin) અથવા સાકર નાખ્યાથી ઘણીજ ચીકાસ આવેછે; એથી ચીઠી અથવા લેબ્લ (label) પતરા ઉપર, ધાતુ ઉપર, અને ટુંકમાં દરેક ચીજ ઉપર ઘણીજ મજબુતીથી ચોટેછે.



## ૪૪. લાકડાની ફાટ ભરવાની મેળવણી.

લાકડાનો બારીક ભુસો (વેહેર) માટીના વાસણમાં બે ત્રણ દીવસ સુધી પાણીમાં પલાડી રાખવો પછી જ્યારે વાપરવું હોય ત્યારે તેમાં સરસ, ગરમ કરી નાખી, ખુબ મેળવી લાંપી જેવું બનાવવું. આ મેલવણી લાકડામાં પડતી ફાટ પુરવાને ઘણી ઉપયોગી છે.



## ૪૫. ફરનીચર પાલીસ.

જે ફરનીચર ઉપર ચળકાટ લાવવું હોય તેને પેહેલે પાણીના પોતાથી ધોઈ નાખવું. પછી અળધા શેર મીઠા તેલમાં પાશેર ટરપીટન નાખી એકરસ કરવું. આ મેળવણી જેમ જોરથી ઘસાશે તેમ વધારે ચળકાટ લાવશે.

## ૪૬. છાપેલા ચીતારોની નકલ કરવાની રીત.

કાગળ ઉપર કોઇબી જાતનું તેલ લગાડી ખુબ ઘસી લુછી નાખવું. આ કાગળ ચીતાર ઉપર મુકીને પેનસીલ વતી ભાર આપી લખી લેવું. પછી લખેલી બાજુ બીજા સારા સફાઈદાર સફેત કાગળઉપર મુકી તે ઉપર ઓપણી વગેરે લીસી વસ્તુથી ખુબ ભાર આપી ઘસવું. આથી ચીતારની આબાદ નકલ કરી શકાય છે.



## ૪૭. માથામાંથી ખોળો દુર કરવાનો ઉપાય.

દાંડાની પીલાસ લઈ પાણી સાથે ખુબ ફીણીને તરતજ બાલ ઉપર લગાડવી. પછી થોડો વાર રેહેવા દઇને બાલ ગરમ પાણીથી ધોઈ નાખવા.



## ૪૮. ભાંગેલા કાચ ચોટાડવાની રીત.

થોડો કલી ચુનો અને અળસીનું તેલ સારી રીતે મેળવ્યાથી ઘણોજ ચીકણો પદાર્થ બને છે જેથી કાચકામ વગેરે ઘણીજ મજબુતીથી ચોટી રહેછે, અને તે ઉપર એસીડ (તેજાબ) અને ગરમીની કાંઇપણ અસર થતી નથી.

## ૪૯. માથામાંથી ખોળો દુર કરવાનો ઉપાય.

એક પૈંટ પાણીમાં કલી ચુનાનો અખરોટ જેવડો કટકો નાખી ખુબ હલાવી ત્રણ ચાર કલાક રહેવા દેવું. પછી ઉપર ઉપરથી પાણી નીતારી લઈ તેનો ચોથો ભાગ સુરકો ઉમેરવો. આ મેલવણથી ખોળો તરતજ દુર થાય છે.



## ૫૦. જખમમાંથી વહેતું લોહી બંધ કરવાની રીત.

સણનાં કપડાનો એક કટકો સરકામાં બોળ્યા પછી તેને બાળીને રાખ કરવી. આ રાખ જખમમાં ભર્યાથી વેહેતું લોહી તરતજ બંધ થઇ જાયછે.



## ૫૧. નીમખનું મેલ કાઢવાની રીત.

જેટલું નીમખ સાફ કરવું હોય તેથી ચાર ઘણું પાણી નાખી પીગળાવવું અને કપડામાંથી ગાળી લઇ સાફ વાસણમાં નાખીને, ઘાટું થાય ત્યાં સુધી ગરમ કરી બળવા દેવું. પછી ઉતારી લઇ ઠરવા દીધાથી ઘણુંજ સફેદ અને ઝીણું નીમખ બંધાઈ જશે.

## ૫૨. સણનું કપડું ધોવાની રીત.

મોહોટું વાસણ ભરી ગરમ પાણીમાં એક મુઠી ટકણખાર નાખી પીગળાવવું. આ પાણીમાં સણનું કપડું ધોયાથી ઘણીજ સફેતાઇ અને સફાઇ આવેછે.



## ૫૩. આસરપાહાણ સાફ કરવાની રીત.

થોડું નાઇટ્રીક એસીડ (Nitric acid) અને પાણી સાથે ભેળી તેમાં આસરપાહાણની ચીજ વગેરે ધોવી પછી તેપર સફેદ માટી અથવા ભુતળો સારી પેઠે ઘસી, સાબુ અને ગરમ પાણીથી ધોઈ નાખવું. જેથી ઘણીજ સફેતાઇ આવશે.



## ૫૪. હાથમાંથી ડાઘ કાઢવાની રીત.

હાથ ઉપર લીંબુની ચીર ઘસ્યાથી ડાઘ તરતજ નીકળી જશે.



## ૫૫. કીડીનો નાશ કરવાની રીત.

રકાબીમાં થોડું પાણી, સાકર, અને આરસેનીક (arsenic) એ ત્રણે મેળવીને જ્યાં ઘણી કીડી હોય

ત્યાં મુકી રકાબી ઢાંકવી પણ એટલી જગા રાખવી કે માત્ર કીડીઓજ તે વાસણમાં જઇ શકે. આ પાણી પીધાથી કીડીઓનો તરતજ નાશ થશે.



## ૫૬. દાંત સફેદ કરવાની રીત.

બદામના છીલટાને બાળી તેનો કોલસો કરવો, પછી તેને બારીક વાટી તેમાં થોડું મધ નાખવું. આ મેળવણી સારી પેઠે એક રસ કરી દાંત ઉપર આંગળી અથવા બ્રશવતી ઘસવી.



## ૫૭. બદામી શરબત.

૧૦) તોળા મીઠી બદામ
૫) ,, સાકર
૨) કપ પાણી

પહેલે બદામ અને સાકર વાટી તેમાં પાણી નાખી ખુબ હલાવવું પછી ઝીણા કપડામાંથી ગાળી કાઢવું. આ ઘણુંજ સ્વાદીષ્ટ થાયછે એટલુંજ નહી પણ ઘણી વખતે આથી ખાંસીની હરકતો પણ દુર થાયછે.



## ૫૮. છરી, હથીઆર વગેરેના હાથા મજબુત બેસાડવાની રીત.

૧) તોલો પીળી રાળ
૦૫ „ મીણ
૦૫ „ ઈંટનો ભુકો

આ સઘળું સારી રીતે ભેલીને હાથાના વીંધમાં ભરવું. પછી હાથામાં નાખવાની છરી વગેરેની અણી ગરમ કરી તેમાં દાબી દેવી..

---

## ૫૯. નહીં દેખાએ તેવી કાળી શાહી.

નવસાગરના પાણીથી લખી સુકવા દેવું. સુકયા પછી મુદલ દેખાશે નહી, પણ આતસ આગળ સેજ વધારે ગરમી આપ્યાથી સઉની અજાએબી વચે "કાળા" અક્ષર દીપી નીકલશે. પોસ્ટ કાર્ડ વગેરે ઉપર છુપી બાબતો લખવાને આ ઘણીજ ઉપયોગી છે.

---

## ૬૦. ફુલ, તુરા વગેરે સાંચવી રાખવાની રીત.

ફુલ, તુરા વગેરે ગુંદર અથવા સાબુના પાણીમાં

આખું બોળી કાઢી છાયામાં સુકવા દેવું, આથી ફુલનો રંગ બગડ્યા વગર આસરે બે મહીના સુધી રહી શકેછે.



## ૬૧. આગમાં બળે નહીં એવા કાગળ.

ફટકડી*ના પાણીમાં કાગળનું તાવ ભીજવી સુકવા દેવું. સુકયા પછી ફરીથી પણ બોળવું. આ પ્રમાણે બે ત્રણ વાર કરવું જેથી કાગળ એકાએક બળશે નહી.

* * * ( ફટકડીનું પાણી બનાવવાની રીત=ના૦ ૩૪)



## ૬૨. ઘઉંનો લોટ તપાસવાની રીત.

લોટમાંથી દાબીને મુઠી ભરવી, પછી જમીન ઉપર ઉંચેથી આસ્તે ફેંકવું. આ પ્રમાણે કર્યાથી જો લોટ વીખરાઈ જાય તો ખરાબ છે એમ સમજવું. પણ જો ફેંક્યા પછી ઠેકાણેં ઠેકાણે ગાંઠા થઈ રહ્યા હોય તો તાજું છે એમ સમજવું.



## ૬૩. ચેહેરાની ખુબસુરતીનો ઇલાજ.

આ નીચે લખેલી મેળવણી ચેહરાની ખુબસુરતીને માટે અકસીર છે.

૦I રતલ બદામનાં બીજને પુરતાં ગુલાબના પાણી સાથ વાટવા, પછી તેમાં એક ચમચો ચોખ્ખું મધ નાખી એકરસ કરવું. આ મેળવણી ઘાટી લાહી જેવી થશે જે ભુસ્યાથી ચેહરા ઉપર સફેતાઇ આવશે.

---

## ૬૪. ગુંદરમાં ખરાબ વાસ થતી અટકાવવાની રીત.

ગુંદરનાં પાણીમાં ખરાબ વાસ થતી અટકાવવાનો સરસ ઉપાય એ છે કે તેમાં લવીંગ, તજ અથવા એવા કોઇ પણ વાસવાલા તેલનાં એક બે ટીપાં નાખવાં.

---

## ૬૫. માખનો કંટાળો દુર કરવાની રીત.

૦II ચમચી કાલીમરીની ભૂકી.
૧) ,, સાકર
૩) ,, મલાઈ

આ ત્રણે ચીજો સારી પેઠે મેળવી એક વાસણમાં મુકી જે ઓરડામાં ઘણી માખ હોય ત્યાં રાખવું. આથી માખીઓ તરતજ દુર થાયછે.

---

## ૬૬. કચકડો સાફ કરવાની રીત.

કચકડાને બારીક કાંચનો કાગળ ઘસી ભીજેલું કપડું કોલસાની ભુકીમાં બોળી તે ઉપર ઘસવું. અને પછી આંગળીવતી ચાકનો સુકો ભુકો દાબ આપી ઘસવો. આ પ્રમાણે કરી તે ઉપર મીઠું તેલ ભુસી થોડી વાર રહેવા દઇ કપડાવતી જોરથી ઘસી સાફ કરવું. આથી તદન નવા જેવું દેખાશે.



## ૬૭. માકણનો નાશ.

માકણના દર આગળ ગાંસલેટ તેલ લગાડયાથી તેમનો તરતજ નાશ થાયછે.



## ૬૮. ચોપડીની કીનારીને ઢોળ ચડાવવાની રીત.

ચોપડીની કીનારીને સોનેરી ઢોળ ચડાવવો હોય તો થોડી ઇંડાની સફેતીને પાણી સાથે મેળવી કીનારી ઉપર નરમ બ્રશથી લગાડી જરાવાર સુકવા દેવી, પછી તે ભાગ ઉપર વરક મુકી તે ઉપર એક

કાગળ રાખી ઓપણી અથવા એવી કોઇ લીસી વસ્તુથી સારી મેઠે ઘસવું.



## ૬૯. ચોપડીઓ તથા કાગળ વગેરે ચોંટાડવાની જાપાની સીમેંટ.

થોડા ચોખા ( ચાવલ ) ના લોટમાં પાણી નાખી ઘાટું મધ જેવું થાય ત્યાં સુધી ઉકાળવું. આ બનાવટથી ચોપડીઓ તથા કાગળ વગેરે ઘણીજ સફાઈ અને મજબુતીથી ચોટી રહેછે.



## ૭૦. બાટલીઓમાંથી ખરાબ વાસ તથા ડાઘ દુર કરવાનો ઉપાય.

પેહેલે ઝીણા કાંકરા ને ગરમ પાણી બાટલીમાં નાખી ખુબ હલાવવું. આવી રીતે હલાવી રહ્યા પછી ધોઇ નાંખી કોલસાનો ભુકો તથા પાણી નાંખી થોડીવાર હલાવ્યા કરવું. આ પ્રમાણે કર્યાથી વાસ તથા ડાઘ જડમૂળમાંથી જતા રેહેશે.



## ૭૧. સીલને માટે રાતી લાખ.

૨) ભાગ લાખનાં કટકા.

૧) ,, રાળ.

૧) ,, રાતો રંગ (Vermilion) અથવા હિંગળો.

આ ત્રણને ગરમ કરી ખુબ મેળવીને ઠરવા દીધા પછી તેની લાકડી અથવા એવો કોઇ બીજો સારો આકાર બનાવી રાખવો.



## ૭૨. બુટમાં પાણી ન આવે એવા કરવાની રીત.

૦ાા રતલ ચરબી.

૦ાા શેર મીણ.

૦। ” રાળ.

આ સઘળાને અડધી બાટલી તાવેલા અળસીન તેલમાં નાંખી ગરમ કરવું. આ મેળવણી એક પીછી વતી ગરમ ગરમ બુટ ઉપર ચોપડવી. આથી ચામડું નરમ રહેશે અને કોઈપણ ઠેકાણેથી પાણીને દાખલ થવા દેશે નહીં.

## ૭૩. અજાએબ જેવી સાહી.

લીંબુના રસથી લખ્યા પછી આતશ આગળ ધર્યાથી "રતાશદાર" અક્ષર થાયછે.

---

## ૭૪. ઇંડાઓ સાંચવી રાખવાની રીત.

ઇંડાઓ સાંચવી રાખવાની વધારે સારી રીત એ છે કે, ઇંડાના કોટલા ઉપર સઘળે ફરતું અળસીનું તેલ પોચે હાથે ઘસવું. આથી ઇંડાં ઘણા મહીના સુધી તાજાં રહી શકેછે.

---

## ૭૫. કાંચને માટે સીમેંટ.

થોડાક ચાકના ભુકા સાથે ઇંડાની સફેતી સારીરીતે મેળવી લાહી જેવું બનાવવું. કાંચની ભાંગેલી ચીજો ઉપર આ મેળવણી પીછી વતી લગાડી કટકાઓ સાંધી દેવા અને દોરાવતી મજબુત બાંધી આસરે એક દહાડો રેહેવા દેવું. આથી કાંચ કામ, ચીની કામ વગેરે સફાઇથી ચોટી રહેછે.

---

## ૭૬. બારી વગેરેના કાંચ જડવાની લાંપી.

ચાકનો બારીક ભુકો કરી તેમાં અળસીનું તેલ ના-

ખવું અને હથોડી વગેરથી સારી પેઠે કુટવું. આ મેળવણી માવા જેવી જાડી થશે.



## ૭૭. ભીજેલા બુટ સુકાવવાની રીત.

ભીજેલા બુટ પેહેરવા ઘણા નુકસાનકારક છે તેથી જો તેને સુકાવવા હોય તો, તેનો સઉથી સરસ અને સેહેલો ઉપાય એ છે કે તેમાં કાગળના ડુચા દાબી દાબીને ભરી આસરે બે ત્રણ કલાક રેહેવા દેવા. આથી બુટની ભીનાસ તેનો આકાર પણ બગાડયા વગર સુકાઈ જશે.

પણ જો ભીજેલા બુટ તડકામાં અથવા આતશ આગળ સુકવશો તો ચીમડાઈને ઘણાજ કડક થઈ ફરીથી પેહેરવાના કામમાં આવશે નહી.



## ૭૮. કાગળપરથી તેલનાં ડાઘ કાઢવાની રીત.

તમાકુ પીવાની સફેત માટીની નલીનો ( Pipe ) અથવા કપડા ધોવાની સફેત માટીનો ભુકો થોડો પાણી સાથે મેળવી લાહી જેવું બનાવવું, અને પછી તેને તેલવાલા ભાગ ઉપર લગાડી બે ત્રણ કલાક રેહેવા દીધાથી ચીકાસ તદન નીકળી જશે.

## ૭૯. જાયફળ તપાસવાની રીત.

સારા જાયફળ ઘણું કરીને ગોળ, મોટા અને આ-સરે દસ આનાના વજનના હોયછે.



## ૮૦. પેનસીલથી પાડેલા ચીતાર સાંચવી રાખવાની રીત.

પેનસીલથી પાડેલા ચીતાર ઉપર નરમ પીછીવતી ગુંદરનું પાણી લગાડી છાયામાં સુકવા દેવું. આથી પેનસીલના ચીતારો વગેરે રબળથી પણ ભુસાશે નહીં.



## ૮૧. ઉધીનો નાશ.

ઉધી નામનો એક કીડો થાયછે જે કપડા, ચોપડી વગેરેનો ઘણો નાશ કરેછે. તે નાશ દુર કરવાને સેહેલો ઉપાય એ છે કે આખા લવીંગ કબાટ અથવા પેટી જ્યાં એવી રીતે નુકસાન થતું હોય ત્યાં મુકવા, જેથી મુદલ નુકસાન થશે નહીં.



## ૮૨. હાથીદાંત સાફ કરવાની રીત.

પાણીમાં ફટકડી નાખી જ્યાં સુધી ઉપર ફીણ

આવે ત્યાંસુધી ઉકાળો, અને તેમાં એક કલાક સુધી જે હાથીદાંતની વસ્તુ સાફ કરવી હોય તે બોળી રાખો; પછી ભીજેલા કપડાથી લુછી જ્યાં સુધી સુકાઈ જાય ત્યાં સુધી એજ ભીજેલા કપડામાં બાંધી રાખો.



## ૮૩. રબરસ્ટેંપને માટે સાહી.

જેવા રંગની સાહી જોઈતી હોય તેવા રંગની ભૂકીને પાંચ ચમચી ગરમ પણીમાં નાખી પીગલાવવી, પછી તેમાં ત્રીશ ટીપાં ગ્લીસરીન (Glycerin) અને પા તોલો સાકરની અથવા ગોળની ચાસણી નાખવી. આથી ઘણીજ સરસ સાહી થાયછે જે જલદીથી સુકાતી નથી.



## ૮૪. માખણમાંથી ખરાબ વાસ દુર કરવાનો ઉપાય.

જે માખણમાં ખરાબ વાસ થઈ હોય તેમાં તાજું દુધ નાખી સેજ હલાવી આસરે પા કલાક રેહેવા દઇ દુધ નીતારી ફેંકી દેવું, પછી તેમાં થોડું પાણી નાખીને ધોવું આથી વાસ તરતજ દુર થાયછે.

## ૮૫. આરસપાહાણ સાંધવાની રીત.

આરસ પાહાણની ભાંગેલી વસ્તુઓ ચોટાડવી હોય તો પહેલે ભાંગેલા ભાગો એક કલાક સુધી સાધારણ ગરમ પાણીમાં બોળી રાખવા પછી નીચે લખેલી મેળવણીથી ચોટાડવું, જેથી તદન મજબુત થઇ જશે. * * * (જુઓ ના૦ ૨૪)

---

## ૮૬. કપડાપરથી તેલના ડાઘ કાઢવાનો સાબુ.

સાબુ, પોટાશ* (Potash) અને કપડા ધોવાની સફેદ માટી એ ત્રણેને પાણી સાથે ઘુટીને લુગદી જેવું બનાવવું, પછી તેના કટકા કરી સુકવા દેવા. તેલવાલા ભાગ ઉપર જરા પાણી લગાડી આ માહેલા એકાદા કટકાથી ઘસવું, અને સુકવ્યા પછી ગરમ પાણીથી ધોઇ નાખવું. જેથી તેલના ડાઘ તદન દુર થઇ જશે. * * * (પોટાશ બનાવવાની રીત=ના૦ ૨૬)

---

## ૮૭ કીડીનો નાશ કરવાની રીત.

જરા ભિનાસવાળા વાદળાનાં કટકા ઉપર થોડી ખાંડ ભભરાવી, જ્યાં ઘણી કીડીઓ થઈ હોય ત્યાં મુ-

કરવું. આથી સઘળી કીડીઓ વાદળામાં ભરાઈ જશે, એટલે તે વાદળું ઉના પાણીમાં નાખવું જેથી સઘળી દાઝી મરશે.

---

## ૮૮. બારી વગેરેનાં કાંચ સાફ કરવાની રીત.

પહેલે સાબુનાં પાણીથી ધુળ અથવા ડાઘ ધોઈ નાખવા, પછી કપડા ધોવાની સફેદ માટીના ભૂકામાં સેજ ભિનાસવાળું કપડું બોળી કાચ ઉપર ભુસવું.

---

## ૮૯. ચીઠી મજબુત ચોટાડવાની રીત.

થોડું સરસ પાણીમાં પલાડી રાખવું, પછી સુરકામાં નાખી ગરમ કરી પીગળાવવું અને તેમાં થોડો ઘઉંનો લોટ ઉમેરી ખુબ મેળવવું, આથી પતરાં, ધાતુ વગેરે ઉપર ચીઠી ઘણી મજબુત ચોટી જાયછે.

---

## ૯૦. ફરનીચર પાલીસ.

મીણના કટકા કરી તેમાં તરપીટન તેલ ( Terpentine ) નાખી આઠ દસ કલાક રહેવા દેવું, પછી મીણ ગળી જાય ત્યાં સુધી ગરમ કરવું. આ મેળવણી

લાકડા ઉપર કપડાવતી ખુબ ઘસ્યાથી લાકડું તદન નવા જેવું ચકચકીત દેખાશે.

---

## ૯૧. કાચ ઉપર લખવાની શાહી.

બે ભાગ મસ અને એક ભાગ નીમખને સાથે મેળવી ગુંદરનાં પાણીમાં ઘુંટવું અને પછી આ મેળવણીમાં કલમ બોળી તેવડે કાંચ ઉપર લખવું. કાચ ઉપર તરેહેવાર ચીતાર પાડવાને આ ઘણું ઉપયોગી છે.

---

## ૯૨. ગાંસલેટ તેલના ડાઘ તથા વાસ કાઢવાની રીત.

લાકડું, સેતરંજી વગેરે જે ઉપર ગાંસલેટ તેલ ઢોળાયું હોય તે ઉપર ઘઉંનો આટો નાખી અળધો દહાડો રેહેવા દઈ કપડા વગેરે વતી સાફ કરી નાખવું, પછી પાણીમાં સોડા સાબુ અને ટકણખાર નાખી તેથી ધોવું જેથી વાસ તથા ડાઘ જતા રહેશે.

---

## ૯૩. ભાંગેલા કાચ ચોટાડવાની રીત.

સરસ ગરમ કરી તેમાં થોડો (રંગવાનો) સફેતો

અને ઇંડાની સફેતી મેળવી ઘાટું ગુંદર જેવું બનાવવું આ મેળવણીથી કાચ કામ મજબુતીથી ચોટેછે.



## ૯૪. સીપની ચીજો ચોટાડવાની રીત.

૧ તોલો ચોખાનો લોટ

૧ ,, ગુંદર

૪ ,, સફેદ સાકર

અને થોડું પાણી

પેહેલે ગુંદર પીગળાવી તેમાં સાકર નાખી સારી પેઠે મેળવવું પછી તેમાં ચોખાનો બારીક લોટ નાખી ખુબ ઉકાળી ઘાટું લાહી જેવું બનાવવું. આથી સીપ (છીપ) ની ચીજો મજબુતી અને સફાઈથી ચોટી રહેછે.



## ૯૫. રૂપાના તથા ગીલીટનાં વાસણ સાફ કરવાની રીત.

ચાકનાં બારીક ભુકામાં પાણી નાખી મધ જેવું બનાવવું, પછી રૂપાના અથવા ગીલીટનાં વાસણ વ.

ગેરે ઉપર ચોપડી આસરે પાંચ સાત મીનીટ છાંયામાં અથવા તડકામાં સુકવા દઈ નરમ કપડા વતી ખુબ ઘસીને લુછી નાંખવા.

---

## ૯૬. નકસી દાર લાકડાને માટે પાલીસ.

અળસીનું તેલ લઈ તેમાં ઇંડાની સફેતી નાંખી સારી પેઠે હલાવવું. આ મેળવણી નકસી કામ ઉપર પોચે હાથે લગાડી ચાર પાંચ મીનીટ રહેવા દેવું, પછી રેશમી અથવા કોઇબી નરમ કપડાથી ખુબ ઘસવું.

---

## ૯૭. પીતલ સાફ કરવાની રીત.

સુરકામાં થોડું નીમખ ( મીઠું ) નાંખી ગરમ કરી પીગળાવવું. આ મેળવણી પીતલ કામ પર ગરમ ગરમ લગાડી થોડીવાર રહેવા દેવું. પછી ઝીણી રાખવતી ખુબ ઘસી સાફ કરવું.

---

## ૯૮. બારી વગેરેનાં કાંચ અપાર દર્શક કરવાની રીત.

એક તોલા નવસાગરને ચાર ચમચા પાણીમાં

પીગળાવી, બારી વગેરેના કાચ ઉપર પીંછીથી લગાડવું. સુકાઈ ગયા પછી કાચ ઉપર રૂપેરી નકશીના ફુલો થઈ રહેશે, આરપાર દેખાશે નહી, અને અજવાળું. આવવાને કશી પણ હરકત આવશે નહીં.

## ૯૯. ઉધીનો નાશ.

તંબાકુનાં પાંદડાં પેટી કબાટ વગેરેમાં રાખ્યાથી ઉધીનો નાશ થાયછે અને પાછી કબાટ અથવા પેટીમાં મુદલ દાખલ થશે નહી. ઉધીને માટે આ સરસ ઉપાય છે.

## ૧૦૦. દાઝેલા ભાગને માટે ઈલાજ.

દાઝેલા ભાગને માટે ઇંડાની સફેદી શીવાય બીજું કાંઈ બી વધારે ફાયદાકારક નથી.

## ૧૦૧. કાળી ચળકતી સાઈ.

એક કપ ગરમ પાણીમાં થોડો ટકણખાર પીગલાવી તેમાં તેથી ત્રણ ગણા લાખનાં કટકા'નાંખી ખુબ હલાવી એક રસ કરવું, પછી જેટલી કાળાસ જોઈતી હોય તેટલી મેસ ( કાજલ ) નાંખવી. જો ચળકાટ વધારે જોઈતો હોયતો લાખના કટકા વધારે ઉમેરવા.

## ૧૦૨. ચામડાનાં બુટ વગેરે કુમાશદાર કરવાની રીત.

પેહેલે બુટના ઉપર સારી પેઠે પાણી લગાડી બે ચાર કલાક રેહેવા દેવું. પછી તે ઉપર તેલ ચોપડવાથી ચામડું ઘણુંજ કુમાશદાર થાયછે.



## ૧૦૩. ભાંગેલા કાચ ચોટાડવાની રીત.

થોડાક ચાકનાં ભુકાને ઇંડાની સફેદી સાથે સારી રીતે મેળવી લાહી જેવું બનાવવું. આથી કાચ અને ચીની કામ સફાઇથી ચોટી જાયછે.



## ૧૦૪. નહી બળે એવું કપડું.

નવસાગરનું પાણી કરી તેમાં કપડું બોળી સુકાવવું. આ પ્રમાણે બે ત્રણ વાર કર્યાથી કપડું એકાએક બળશે નહીં. ફટકડીનું પાણી પણ એજ ગરજ સારસે.

* * * (ફટકડીનું પાણી બનાવવાની રીત ના૦ ૩૪)



## ૧૦૫. ચીમની સાફ કરવાની રીત.

ચીમનીઓ તદન સાફ કરવાને ઘણો વખત લાગે

છે, તેથી વખતનો બંચાવ કરે એવી સેહેલી રીત નીચે મુજબ છે.

ચાહેની કીટલીમાંથી અથવા તો ગરમ પાણીનાં વાસણમાંથી નીકલતી બાફ ઉપર ચીમની એવી રીતે ધરવી કે બાફ અંદરથી પસાર થાય. આ પ્રમાણે બાફ ઉપર થોડી વાર પકડ્યા પછી તદન સુકા, સાફ કપડાથી લુછી નાંખવી. આ પ્રમાણે સાફ કીધેલી ચીમનીથી બત્તીની રોશનીમાં ઘણોજ વધારો થાયછે.



## ૧૦૬. અજાએબ જેવી સાહી.

ડુંગળી (કાંદા) ના રસથી કોઈબી સફેદ કાગળ ઉપર લખી સુકવા દેવું. આ પ્રમાણે લખેલો કાગળ બતી, દીવાસળી વગેરે ઉપર જરાવાર ગરમી આપ્યાથી "ઘેરા પીળા" રંગના અક્ષરો નજરે પડશે.



## ૧૦૭. ચીનાઈ સાદરી સાફ કરવાની રીત.

ચીનાઈ સાદરીનો રંગ ઘણું કરી સફેતાઇ પર હોયછે, જે થોડી મુદત વાપર્યાં પછી પીળો થઇ જાયછે. આ પ્રમાણે થતું અટકાવવાની રીત નીચે મુજબ છે.

સાદરી નવી હોય ત્યારથીજ દર અઠવાડીએ, નીમખના પાણીમાં કપડું બોળી તે ઉપર ફેરવવું અને એક સાફ કપડા વતી લુછી નાખવું.

---

## ૧૦૮. લાહી બનાવવાની રીત.

૪ ભાગ ઘઉંનો આટો

૧ ,, ફટકડીનો ભુકો

અને થોડો પીળી રાળનો બારીક ભુકો.

ઘઉંના આટામાં થોડું પાણી નાંખી ઉકાળવું અને ઘાટું તથા ચીકાસદાર થાય ત્યારે તેમાં ફટકડીનો ભુકો નાંખી હલાવવું. જો વધારે ચીકાસ લાવવી હોય તો થોડો રાળનો બારીક ભુકો ઉમેરવો.

---

## ૧૦૯. તાંબાના વાસણ ચળકતાં કરવાની રીત.

પેહેલે ઉકળતા ગરમ પાણીથી ધોઈ નાંખી ચીકાસ કાઢી નાંખવી. પછી લીંબુનું રસ અને નીમખ (વાપરેલા લીંબુના આળધીઆ પણ એજ ગરજ સારે છે) સાથે ભેળી એક રસ કરવું અને વાસણપર લગાડી આસરે પાંચેક મીનીટ રહેવા દઈ, તે ઉપર બારીક ઇં-

ટનો ભુકો જોરથી ઘસી કપડાવતી સાફ કરવું. આથી તાંબાના વાસણ આરસીના જેવાં ચળકતાં થશે.



## ૧૧૦. આબેહુબ નકલ કરવાનો કાગળ.

એક તોલો મીણ લઈ ગરમ કરી પીગલાવવું. અને પીગળી રહ્યા પછી તેમાં એક તોલો મસ (કાજળ) નાંખી સારીપેઠે હલાવવું. આ મેલવણી ગરમ હોય ત્યારે કોઈ પણ કાગળપર કપડાના કટકા વતી એક સરખું લગાડી આસરે ચાર પાંચ કલાક રહેવા દેવું. પછી કપડા વતી ઘસી લુછી નાખવું. જ્યારે કોઈબી ચીતાર, લખાણ, વગેરેની નકલ જે કાગળ ઉપર કરવી હોય તે ઉપર આ પ્રમાણે બનાવેલો કાગળ ઉંધો રાખવો જેથી કાળી બાજુ નીચે આવે. પછી તે ઉપર બીજો કાગળ મુકી પેનસીલ વતી ભાર આપી લખવું જેથી તદન નીચેના કાગળ ઉપર તેની આબેહુબ નકલ થશે.



## ૧૧૧. ટાઈટ બેસી ગએલા કાંચના બુચ કાઢવાની રીત.

કેટલી વખત કાચનાં બુચ એવા તો ટાઈટ બેસી

જાય છે કે, અગતની વખતે બાટલી ભાંગવી પડેછે. તે જો ઘણા ટાઇટ બેસી ગયા હોય તો નીચલા ઉપાયથી તરતજ નીકળી આવશે,

બાટલીનાં ગળા ઉપર સુતલીથી પાંચેક મીનીત સુધી લાગટ ઘસ્યા પછી કપડા વતી બુચને પકડી ફેરવવું એટલે નીકળી આવશે.

---

## ૧૧૨. મચ્છરનાં ચટકાનો ઇલાજ.

જે જગા ઉપર મચ્છરે ચટકા ભર્યાં હોય, તે જગા ઉપર તાજું માખણ આસ્તે આસ્તે ઘસવું, પણ ધ્યાન રાખવું કે માખણમાં મુદલ પણ નીમક હોવો જોઈએ નહી.

---

## ૧૧૩. કાંચના વાસણો કાપવાની રીત.

કાંચનું વાસણ જેટલી હદ સુધી કાપવું હોય તેટલા સુધી તેમાં કોઈબી જાતનું તેલ ભરવું. પછી લોખંડનો સળીઓ લઈ ગરમ કરી લાલ ચોળ કરવો, અને તેલ-વાળા વાસણમાં હળવેથી બુડાડવો જેથી વાસણ ઘ-ણીજ સફાઇથી કપાશે.

---

## ૧૧૪. પીતળની નળી વાળવાની રીત.

સીસું પીગળાવી જે નળી વાળવી હોય તેમાં ભરવું અને ઠરી ગયા પછી પોતાને મન ગમતા આકારમાં વાળવી. વાળી લીધા પછી નળીને ગરમ કરવી જેથી સઘળું સીસું પીગળીને બહાર નીકળી આવશે.



## ૧૧૫. લાકડા સાથે કાંચ ધાતુ વગેરે ચોટાડનારી મેળવણી.

સરસને પાણી સાથે ઉકાળી પીગળાવવું પછી તેમાં લાકડાની બારીક રાખ પુરતી ઉમેરી ખુબ હલાવી એક રસ કરવું આ મેળવણી ગરમ ગરમ વાપરવી.



## ૧૧૬. બતીની વાટમાંથી ધુમાડો નીકળતો બંધ કરવાની રીત.

બતીની વાટને જલદ સુરકામાં દસેક મીનીટ બોળી રાખવી, પછી સુકવા દઈ ઉપયોગમાં લાવવી. આ પ્રમાણે કર્યાથી બતીની રોશનીમાં ઘણો વધારો થશે, અને ધુમાડો નીકળતો પણ બંધ થશે.



## ૧૧૭. કાંચને ધારેલા આકારમાં કાપવાની રીત.

કાંચને જે આકારમાં કાપવું હોય તે આકાર પ્રમાણે સાહીથી લીટી દોરી જવી અને લીટીનાં એક છેડા ઉપર તીક્ષણ કાનસ વતી સેજ કાપો પાડવો. આ પ્રમાણે કર્યા પછી લોખંડનો સળીઓ લાલ ચોળ તપાવીને કાપા ઉપર લગાડી દોરેલી લીટી ઉપર ખેંચી જવું એટલે કોઈબી આકારમાં કાપી શકાશે.



## ૧૧૮. રોગાનના કપડા માટે ચેતવણી.

રોગાનનું કપડું સાફ કરતાં તે ઉપર કદી બ્રશ ફેરવવું નહી. અને એકદમ ગરમ પાણી પણ રેડવું નહી.



## ૧૧૯. કુરસીની નેતર ટાઇટ કરવાની રીત.

જે કુરસીની નેતર ઢીલી થઇ ગઇ હોય, તે ઉપર સારીપેઠે ગરમ ગરમ પાણી રેડવું. પછી હવામાં સુકવા દેવું. આથી બેસવા લાએક તંગ થઈ જશે. નેતર તુટેલી હોવી જોઈએ નહીં.



## ૧૨૦. છરીઓ સાફ કરવાની રીત.

પેહેલે સેજ ગરમ પાણીથી ધોવું અને થોડા ઇંટનો બારીક ભૂકો પાણી સાથે મેળવી તે ઉપર જોરથી) ઘસવો, પછી સાફ કપડા વતી લુછી નાંખવી.



## ૧૨૧. કાંચના વાસણોમાંથી ખરાબ વાસ દુર કરવાની રીત.

કાચના વાસણમાં ખરાબ વાસ થઈ હોય તો તે ઉપર લાકડાના કોલસાનો બારીક ભૂકો ઘસવો અને ગરમ પાણી વતી ધોઈ નાંખવો, પછી તે ઉપર પોટાશ અને રેતી વતી ઘસવું. આથી વાસ તરતજ દુર થશે. * * * (પોટાશ બનાવવાની રીત. ના૦ ૨૬



## ૧૨૨. જમીન ઉપરથી તેલના અથવા ચીકાશદાર ડાઘ કાઢવાની રીત.

જે ઠેકાણે તેલ વગેરે ઢોળાઈ ચીકણું થયું હોય તે ઉપર થોડી ગરમ ગરમ રાખ નાંખવી અથવા બળતા કોલસા મુકવા. આથી ચીકાસ ચુસાઈ જશે અને ડાઘ પણ નાબુદ થશે.

## ૧૨૩. આરસીઓ સાફ કરવાની રીત.

થોડો સાબુ પાણીમાં પીગળાવી ગરમ કરવું અને સેજ સાજ ગરમ રહે ત્યારે આરસીપર કપડા, વાદળાવતી લગાડી સુકવા દેવું. સુકયા પછી તેઉપર ચાકનો બારીક ભુકો છાંટી કપડાવતી ઘસવું.

## ૧૨૪. ટાઇટ બેસીગએલા કાચના બુચ કાઢવાની રીત.

જે બાટલીનું બુચ ટાઈટ બેસી ગયું હોય તેઉપર થોડું તેલ લગાડી બતીથી ચારેક આંગળા ઉંચે ધરવું, પછી બુચને ફેરવવું.

## ૧૨૫. મખમલપરથી ચીકણા ડાઘ કાઢવાની રીત.

ચીકાસવાલા ભાગ ઉપર તરપીટન લગાડી ફલાનેલના (કોઇબી જાતનું નરમ કપડું ચાલશે) કપડાવતી જ્યાંસુધી સુકાઇ જાય ત્યાંસુધી ઘસવું. આપ્રમાણે કર્યા પછી ખુલી હવામાં ટાંગી મુકવું જેથી વાસ દુર થાય. જો સઘળી ચીકાસ નીકળી નહી હોય તો ઉપર પ્રમાણે ફરીથી કરવું.

## ૧૨૬. મચ્છરના ચટકાનો અટકાવ.

રાતના સુતી વખતે મોઢા વગેરે ઉપર કુલાનવાટર લગાડવું એટલે એકાએક મચ્છર નજદીક આવશે નહી.



## ૧૨૭. ચાકુ છરી વગેરે ઉપર ચળકાટ લાવવાની રીત.

ચાકુ છરી વગેરે ઉપર કોલસાનો બારીક ભુકો કપડાવતી ખુબ ઘસવો આથી ઘણીજ સુંદર પાલીસ આવશે.



## ૧૨૮. દુધ સાંચવી રાખવાની રીત.

તદન તાજું દુધ સાફ અને સુકી બાટલીમાં ભરી તેઉપર મજબુત બુચ મારી તારવતી બાંધી લેવું (જેમ સોડાવાટરની બાટલી તારથી બંધાએ છે તેમ) અને એક વાસણમાં ઘાંસ પાથરી તેઉપર બાટલી મુકી થંડું પાણી રેડવું. પછી આતસ ઉપર મુકી ગરમ કરવું અને જોશ આવે કે તરતજ વાસણને બાટલી સુધાં ઉતારી લઈ એમને એમ ઠરવા દેવું જ્યારે

તદન થંડું થઈ જાય ત્યારે બાટલીને કાઢી લાકડાના ભુસાવાલા બાકસમાં રાખવી. આપ્રમાણે રાખેલું દુધ આસરે છ મહીનાસુધી તાજા જેવું રહી શકે છે.

---

## ૧૨૯. હાથ ઉપર સફેતાઈ લાવવાની રીત.

બે ચમચા ફુલાનવાટર લઇ તેમાં અળધો ચમચો લીંબુનું રસ નાંખવું પછી તેમાં પુરતી થાય એટલી સાબુની કાતરી નાંખવી જેથી મધ જેવું ઘાતું થાય. આપ્રમાણે બનાવી સુકવા દઇ કટકા કરી રાખવા. જ્યારે જરૂર પડે ત્યારે આપ્રમાણે 'બનાવેલો સાબુ વાપરવો જેથી તદન સફાઈ અને સફેતાઈ આવશે.

---

## ૧૩૦ ઝીણા જીવ જંતુઓનો નાશ.

જે ઠેકાણે ઝીણા જીવજંતુઓ થયા હોય, તે જગા ઉપર ટકણ ખારનો બારીક ભુકો છાંટવો. આથી તેઓનો તરતજ નાશ થાય છે.

---

## ૧૩૧. ચામડીને કુમાસ અને ચેહેરાને ખુબસુરતી આપવાની રીત.

ગંધકનાં ફૂલ (ગંધકનો બારીક ભુકો) લઈ તેમાં

દુધ નાંખી સારી પેઠે હલાવી બે કલાક એમને એમ રહેવા દીધા પછી દુધ તારી લેવું. આ મેળવણી ચેહેરા તથા હાથ ઉપર ઘણીજ ખુબસુરતી કુમાસ અને સફેતાઈ લાવેછે.



## ૧૩૨. માથાના બાલને માટે મેળવણી.

બે તોલા ટકણખાર અને એક તોલો કપુર, એ બંનેનો બારીક ભુકો કરી ત્રણ કપ ઉકળતા પાણીમાં પીગલાવવું. જ્યારે તદન થંડું થાય ત્યારે એથી બાલ ભીજવવા, પછી સાબુ અથવા ગરમ પાણીથી ધોઇ નાંખવા. જેથી બાલને ઘણીજ સફાઇ અને લીસાઈ લાવેછે એટલુંજ નહીં પણ આથી ખોળો દુર થઈ જશે.



## ૧૩૩. દબાઇ ગએલી મખમલ ઉપસાવવાની રીત.

મખમલનો જે ભાગ દબાણથી અથવા કોઇબી કારણથી દબાઇ ગયો હોય તો તેને અસલ હાલતમાં ફુલાવવા માટે ગરમ પાણીના વાસણમાંથી નીકળતી

બાફ ઉપર ધરવું, જેથી દબાયલો ભાગ તરતજ ઉપસી એક સરખો થઈ જશે.



## ૧૩૪. સંગેમરમર સાફ કરવાની રીત.

ટકણખારનો બારીક ભુકો કરી સંગેમરમર (આરસપાહાણ) ઉપર છાંટવો અને તે ઉપર થોડું સાબુનું પાણી નાંખી નરમ કપડાવતી જોરથી ઘસવું. આપ્રમાણે કર્યાથી આરસપાહાણ તરતજ સાફ થાયછે.



## ૧૩૫. દાંતમાં દુઃખતું બંધ કરવાનો ઉપાય.

રૂનું પોતું લવીંગનાં તેલમાં બોળવું, અને તેથી દુઃખતા દાંતની વચ્ચેનાં ખાડામાં એકાદ બે ટીપાં નાંખવાં, આથી ઇજા થતી તરતજ બંધ થઈ જશે અને દાંતને બીજી કશી પણ જાતની હરકત કરશે નહીં.



## ૧૩૬. કીડીનો નાશ.

થોડા તંબાકુને પાણીમાં ઉકાળવું, આ પાણી કીડીઓના દરમાં નાખવું. તંબાકુની વાસ તેઓને મુદલ

ગમતી નથી તેથી કીડીઓ તે જગાએથી તરતજ દુર થઈ જશે.



## ૧૩૭. માખનો કંટાળો દુર કરવાની રીત.

કોઈ કોઈ વાર માખીઓથી અતીશે કંટાળો આવેછે જેને દુર કરવાનો ઉપાય અમે ઉપર આપી ગયા છીએ, અને આ નીચલો ઉપાય પણ ઘણોજ અસરકારક અને સેહેલોછે.

એક કપ પાણી લઇ તેમાં ૩ ચમચી લીલી ચાહે નાંખી ઉકાળવી, અને જોસ આવે કે ઉતારી લઇ તેમાં સારીપેઠે સાકર નાંખી ઠરવા દેવું, ઠર્યા પછી એક રકાબીમાં નાખી ઓરડાઓમાં મુકવું. આ ચાહેની વાસથી માખીઓ તરતજ ત્યાં દોડી આવશે અને પીધા પછી તરતજ નાશ પામશે.



## ૧૩૮. લોખંડ વગેરેની ચળકતી ચીજોપર કાટ ચડતો અટકાવવાની રીત.

જો લોખંડની ચીજો ચળકતી નહોય તો તેને તેલ વગેરેથી ચળકાટ લાવવું, અને ત્યારપછી કલી ચુનાનો

બારીક ભુકો તે ઉપર છાંટવો અને તે ભુકામાં રહેવા દીધાથી પાછો કદીપણ કાટ ચડતો નથી.

કલી ચુનાનો બારીક ભુકો એક બાકસમાં ભરવો અને તેની અંદર નવી છરીઓ કે જે કામમાં ન આવતી હોય, તેને ઉભી દાબી દેવી જેથી હાથાનો ભાગ ઉપર રહે અને હાથાને જરાપણ ચુનો અડવા દેવો નહી. આ પ્રમાણે કર્યાથી છરીઓ ઘણી મુદતસુધી કાટ ચડ્યા વગર નવી જેવીજ રહેશે.



## ૧૩૯. ગરમ કર્યા વગર પીગળી શકે એવો સરસ બનાવવાની રીત.

ચાર તોલા સારો સફાઈદાર સરસ અને બે તોલા ખડીસાકર લઈ તેમાં પાણી નાંખી જ્યાં સુધી ઉકળી ઉકળીને તદન ઘાટું થાય ત્યાંસુધી ગરમ કર્યા કરવું, પછી ઉતારી લઇ તેલ લગાડેલા કોઈબી છાલકા વાસણ (રકાબી) માં રેડી ઠરવા દેવું અને પછી તેના કટકા કરી રાખવા.

આ કટકાને જરાપણ પાણી અથવા જીભ લગાડશો એટલે કાગળ વગેરેને ચોટાડવાને કામમાં આવશે.

## ૧૪૦. ટાઇટ બેસી ગએલા કાચના બુચ કાઢવાની રીત.

બાટલીનાં બુચ ટાઇટ બેસી ગયા હોય તો બાટલીનું ગળું ઉકળતા ગરમ પાણીમાં આસરે પાંચેક મીનીટ બોળી રાખવું, અને પછી બુચને ધરી જોરથી ફેરવ્યાથી તરતજ નીકળી આવશે.



# કોયડા.

(દોહરા.)

**ના. ૨.** નારી ચાર અક્ષર તણી, કર તું પૂર્ણ વીચાર;
ઘર બાંધેછે જે જનો, મુજબિન પામે નપાર.
આવી થોડું લઈ જઉં; લઉં જાતા પણ હું;
ખાવું, પથ્થર લાકડું, યાદ રાખજ તું.
ચતુર બુદ્ધિના જે હશે, દોડાવશે વીચાર;
તરત નામ બતલાવશે, એવી કહી હું નાર.

**ના. ૨.** એવી એક પાંચ આંકડાની રકમ શોધી કાઢો કે જેને એકથી દસસુધીમાનાં કોઈબી આંકડાથી ભાંગતા કાંઇપણ બાકી વધે નહીં.

**ના. ૩.** એવી બે રકમ શોધો કે જેનો સરવાળો પચાસ થાય. આ બેમાંથી મોટીને સાતે ભાંગતાં જે કાંઈ આવે તેનો અને નાહની ને ત્રણે ગુણતાં જે કાંઇ આવે તેનો સરવાળો પણ પચાસ થાય.

**ના. ૪.** આ નીચલા દરેક શબ્દોમાંથી એક એક અક્ષર લઇ એક મહાન માણસનું નામ શોધી કાઢો.

**"આરામ, બરણી, પદવી, સાકર, ટોપલી, ગરીબ, યાદ શક્તિ."**

(છપા.)

**ના. ૫.** નારીની હું જાત, ઘણી છે ખુશબો મારી;
અક્ષર મુજમાં ચાર, ઘણી છે કિમ્મત ભારી.
વજન થકી વેચાઉં, જનાવરમાં હું થાઉં;
અતી ગરમ મુજગૂણ, દવાઈમાંભી આવું.
વળી સુગંધ તરીકે કામમાં,લોકોના આવુંછ હું;
ચતૂરજન પિછાણુશે, નામ એવું મારૂ કયું ?

**ના. ૬.** મને જોકે હાડ, માસ, લોહી, એ કાંઇએ નથી તોપણ મને ચાર આંગળા અને એક અંગુઠો છે.

**ના. ૭.** ત્રણ પાંચડા એવી રીતે ગોઠવો કે છ (૬) થાય.

**ના. ૮.** એવે કએ ઠેકાણે સલગતી મીણબતી રાખું કે તમારા શીવાય બીજા સર્વેને દેખાય, અને તમોને તો માત્ર તેનું અજવાળુંજ દેખાય, પણ મીણ-બતી તો દેખાયજ નહી. જો કે તમેં ગમે એટલાં ફાંફા મારો ?

( દોહરા. )

**ના. ૯.** ત્રણ અક્ષરની ચીજ છું, નીપજું ઝાડ ઉપર,
જાણે મુજને જન સઉ, ગોળ છે મારૂં સર.
નજીવી પોહોળાઈનું, કાળો મારો રંગ;
લંબાઇ અળધા ઇંચની, એવું નહાનું અંગ.
માંથું પીળા રંગનું, પોચું થોડું હોય;
ગાંધીને ત્યા હમેશાં, સઉ કોઈ માણસ જોએ.
જંગબારી હું જાતનો, મળી આવું દર ગામ;
ઘરમાં સઉના હું રહું, શોધો મારૂં નામ.

**ના. ૧૦.** સામજીએ રામજીને કહ્યું કે, હું એવે કયે ઠેકાણે બેસું કે મારા ઉઠયા પછી પણ તું તે જગાએ બેશી શકે નહીં ?

**ના. ૧૧.** પક્ષીઓના બે ટોળાં ઉડતાં ઉડતાં એક વનમાં આવ્યાં, જ્યાં સુકેલી ડાંખળીવાળાં બે ઝાડ હતાં, જેમાંના એક ઝાડ ઉપર એક ટોળું બેસતાં એક ડાંખળી ખાલી રહી. બીજા ઝાડ ઉપર બીજું ટોળું બેસતાં એક ડાંખળી ઘટી પડી. તેથી પહેલું ટોળું બીજા ટોળાને કહેવા લાગ્યું કે, "અમારી પાસે એક ડાંખળી ખાલી અને તમારી પાસે એક પક્ષી વધેછે તે જો તમે અમારી તરફ મોકલો તો આપણને બેસવાને સગવળ થાય અને વળી અમે તમારાથી ત્રમણા થશું.'

આ સાંભળી બીજું ટોળું બોલ્યું, "તમે તમારા માંથી એક અમારી તરફ મોકલો તો અમે એક ડાંખળીપર બે બે જણા બેસશું અને આપણાં બેઉનાં નંગ સરખાં થશે."

ત્યારે દરેક ટોળા તરફની ડાંખળી અને પક્ષી કેટલાં હશે ?



**ના. ૧૨.** હું ચાર અક્ષરનું પક્ષી છું.
મારો પેહેલો અક્ષર માણેકમાં છે પણ હીરામાં નથી.
મારો બીજો અક્ષર સબુરીમાં છે પણ ધીરજમાં નથી.

મારો ત્રીજો અક્ષર દફતરમાં છે પણ ચોપડીમાં નથી.
મારો ચોથો અક્ષર ચાકરમાં છે પણ શેવકમાં નથી.

---

**ના. ૧૩.** આ નીચલા વાક્યમાંથી એક જાણીતા બાદશાહનું નામ શોધી કાઢો.

" કાશીરામ કંટાળીને અહમદનગર ગયો. "

---

**ના. ૧૪.** **(દોહરા)**

ચાકરને શેઠે કહ્યું, રૂપીઆ આપી એક ;
ફળ સરખાં લઇ આવજે, ઓખા નંગ દરેક.
દાડમ, કેળાં, કેરીઓ, લીંબુ જઇને લાવ;
યાદ રાખજે મે કહ્યું, સઉ સરખા લઈ આવ.
બજારમાં ચાકર ગયો, પુછ્યો જઇને ભાવ;
કેરી આપું વીશ હું, જો તું રૂપીઓ લાવ.
બીજે રૂપીઓ આપશે, કેળા આપું સો;
ચાળીસ લીંબુનો પડે, રૂપીઓ એક ત્રીજે.
ચોથા રૂપીઆથી મળે, દાડમ પચીસ નંગ;
સરખા નંગ દરેકના, કેટલા લાવ્યો સંગ.

---

**ના. ૧૫.** બે રકમ એવી શોધો કે જો પેહેલામાં

એક ઉમેરીએ તો બીજી રકમ પેહેલા કરતાં સાત ઘણી થાય, અને જો બીજામાંથી પેહેલીમાં એક ઉમેરીએ તો બીજી પેહેલી કરતાં પાંચ ઘણી થાય.

---

**ના. ૧૬.** આ નીચલા વાક્યમાંથી પાંચ જાતનાં જાણીતા ફળનાં નામ શોધી કાઢો, અને કોઈ પણ અક્ષર બાકી રહે નહી.

"ભલીં ફુલ ફરંગી નાક ગસી મડદ્દા ચીરતા."

---

**ના. ૧૭.** હું ચાર અક્ષરનું જાણીતા માણસનું નામ છું. મારૂં માથું કાપી નાંખશો તો મારો અર્થ "આરકુ" થશે, હજુબી જો બીજી વખત કાપશો તો તમોને જશ અને આબરૂ મળશે.

---

**ના. ૧૮.** હું ચાર અક્ષરની નદી છું.

મારો પહેલો અને બીજો મળી સચાઇ થાયછે.

મારો ચોથો, પેહેલો અને બીજો મળી એક ધાતુનું નામ થાય છે.

મારો બીજો અને ત્રીજો મળી એક જાતનું અનાજ થાય છે.

,, ચોથો અને પેહેલો ,, માન થાય છે.

,, બીજો અને ચોથો ,, એક જાતનો ગરમ મસાલો થાય છે.

,, ચોથો અને ત્રીજો ,, પાણી થાય છે.

---

**ના. ૧૯.** આ નીચલા વાક્યમાંથી ચાર જાણીતી મીઠાઈનાં નામ એવી રીતે શોધી કાઢો કે એકબી અક્ષર વધે નહી.

" ડહબીલ પુનેજવા દાબલામાં મીલ્લો, ડાલ, લે.

---

**ના. ૨૦.** એક વાર કપડું કાપતાં એક દીવસ લાગે, તો ત્રીસ વાર કપડું કાપતાં કેટલાં દીવસ લાગે ?

---

**ના. ૨૧.** હું છ અક્ષરનો શબ્દ છું.

મારા ત્રીજા અને છઠાનો અર્થ પુરૂપ થાય છે.

,, ચોથા ,, બીજા ,, એકજ જાતનું અનાજ થાય છે.

,, પેહેલા ,, બીજો ,, વચન આપવામાં આવે છે.

,, પેહેલા, પાંચમા, ચોથા અને બીજાનો અર્થ એક મોટી પદવીનો રાજ દુવારી માણસ થાયછે.

,, પેહેલો, છઠો, અને પાંચમો તમારા કજીઆ-
નો શેવટ લાવેછે.

,, ત્રીજો, ચોથા અને છઠાનો અર્થ ખાટલા અ-
થવા પલંગની જરૂરની ચીજ થાય છે.

મારૂં આખું નામ એક જાતની સઉથી જાણીતી
દવા દારૂનું નામ છે.



**ના. ૨૨. (દોહરા)**

આ દુનિઆમાં બહુ કરી, સઉને મુજનું કામ;
વેપારિઓ મુજવિના, છે લાચાર તમામ.
રંગ ઘણાં મુજ અંગના, લાલ બહુ લીલા;
સફેત, આસમાની વળી, કાળા ને પીલા.
બીક મને પાણી તણી, છેટો તેથી રહું;
પણ જો મેં પીધું જરા, મરી તરત હું જઉં.
વખાણ બી હું બહુ કરૂં, ગાળોબી હું દઉં;
નીચ ઉંચ વચનો ઘણા, મુખવિન બોલુંછું.
પગવિના દોડું બહુ, રખડું ઠામે ઠામ;
લાખો કોસ મુસાફરી, કરૂં હું ગામેગામ.



**ના. ૨૩.** એક રાજાને સાત રાણીઓ હતી. એક દીવસે રાજાનો માળી એક ટોપલીમાં જથ્થાબંધ પેર લાવ્યો. તેણે નીચે મુજબ ગણત્રીથી દરેક રાણીને પેર આપ્યાં.

પેહેલી રાણીને જેટલાં હતાં તેનો અળધો ભાગ અને અળધું પેર બીજું આપ્યું.

બીજી રાણીને બાકી જેટલાં વધ્યાં હતાં તેનો અળધો ભાગ અને અળધું પેર બીજું આપ્યું.

ત્રીજી રાણીને પણ બાકી વધેલામાંથી આળધો ભાગ અને અળધું આપ્યું.

એવી રીતે સાતે રાણીને આપી રહ્યા પછી માળીની ટોપલીમાં માત્ર અળધું પેર બાકી રહ્યું. ત્યારે માળીની ટોપલીમાં બધાં મળી કેટલાં હતાં ?



**ના. ૨૪.** મને આ નીચેના શબ્દોમાંથી થોડો થોડો લઈ એકઠો કરશો તો હું તમને બહુ મીઠાસ આપીશ.

હસાહસ—મશકરી—ગમત રમત.



**ના. ૨૫.** એક બાટલી પેક બંધછે. જે ભાંગવી નહી તેમજ તેનું બુચપણ બહાર કાઢવું નહીં, અને

વળી તેમાં વીંધ પણ પાડવું નહી. ત્યારે તે બાટલીનાં અંદરનું પદાર્થ શી રીતે કાઢી શકાય?

---

**ના. ૨૬.** હું તમારી આજુ બાજુએ ચાકવતી એક એવી લીટી દોરૂં, કે તમે ગમે એટલા કુદકા મારો, ગમે એટલી દોડાદોડ કરો, ગમે એટલી ધામધુમ કરો પણ તેમાંથી કદીપણ બહાર નીકળી શકશો નહી.

---

(ચોપાઇ.)

**ના. ૨૭.** ઝાડતણો છું ફળ હું એક;
મુજમાં બીજ ભર્યાંજ અનેક.
ઉપર મુજનો લીલો રંગ;
અંદર ભાવા સરખું અંગ.
અંગ તણો છે ગોળ આકાર;
ભાગ ઘણાં છે અક્ષર ચાર.
પેહેલો ને બીજો જોડાએ;
હિંદુસ્ત્રીનું નામ તેં થાએ.

---

**ના. ૨૮.** એક ઝવેરીપાસે બાર હીરા હતા. તેનો પેહેલો રૂ ૧) નો બીજો રૂ ૨) નો ત્રીજો રૂ ૩)

નો અને ચોથો રૂ ૪) નો. એ પ્રમાણે દરેક હીરો એક એક રૂપીઓ ચડતો બારમો હીરો રૂ ૧૨) નો હતો. આ બાર હીરા લઈ ઝવેરી પોતાના ત્રણ દીકરાઓ પાસે આવ્યો અને દરેકને ચાર હીરા ચડ ઉતાર કીમ્મતના કેવી રીતે વેંચી આપે કે દરેક ભાઈના હીરાની કીમતનો સરવાલો સરખો થાય?



## ના. ૨૯.

એક ડોસી પાસે કેટલાક હીરા હતા, તે તેણે એક ઝવેરીને ત્યાં રાખ્યા, પણ પોતાને માત્ર ૧ થી ૯ સુધી ગણતાં આવડતું હતું તેથી તેણે પોતાના હીરા (આ ચિત્ર પ્રમાણે) ગોઠવ્યા, એટલે (ક) થી (ખ) સુધી, (ખં) થી (ગ) સુધી અને (ખ) થી (ન) સુધી, એ ત્રણે રીતે ગણતા ૯) આવે. આ પ્ર-

```
        ક
        *
        *
        *
ગ * .*  *  * * * * ન
        *
        *
        *
        *
        *
        *
        ખ
```

માણે ગોઠવી પેલા ઝવેરીને કહ્યું કે હું મારા હીરા એજ પ્રમાણે ગણત્રીથી પાછા લઈશ. થોડા દીવસ રહી ડોસી હીરા લેવા આવી ત્યારે ઝવેરીએ તે માંહેલા બે હીરા ચોરી લઈને બાકીના હીરા એવી રીતે ગોઠવ્યા કે જેથી ઉપર કહ્યા પ્રમાણે ૯) આવે. ડોસી પોતાની ગણત્રી પ્રમાણે ગણી લઈ ચાલતી થઈ. ત્યારે ઝવેરીએ કેવી રીતે ગોઠવ્યા હશે ?



## ના. ૩૦.

આ પાસેના કોઠામાં છ થી ત્રીસ સુધી એવી રીતે આંકડા ગોઠવો કે જેથી ઉભા, આડા, તેમજ ખુણે ખુણે પણ ગણતાં નેવુ આવે. એક આંકડો બે વખત આવે નહી.

| | | | | |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |



# કોયડાનો જવાબ.

૧. કરવત*૨. ૩૦૨૪૦*૩. ૩૫,૧૫*૪. રાણી વીકટોરીયા*૫. કસતુરી*૬. હાથમાં પહેરવાનો મોજો*૭. પઈ*૮. તમારા માથાપર*૯. લવીંગ*૧૦. સામજીના ખોળામાં*૧૧. એક તરફ ૩, પક્ષી ને ૨, ડાંખળી, અને બીજી તરફ ૫. પક્ષી ને ૬, ડાંખળી* ૧૨. કબુતર*૧૩. શીકંદર*૧૪. ૮, કેરી, ૮, દાડમ, ૮, લીંબુ, ૮, કેળાં*૧૫. ૭,૪૧*૧૬. સીતાફળ, દાડમ, કલીંગર, નારંગી, ચીભડું*૧૭. લુકમાન*૧૮. સતલજ*૧૯. લાડવા, જલેબી, બદામી હલવો ને માલપુડા*૨૦. ૨૯ દહાડા. કારણ કે દરરોજ એક એક વાર કપડું કાપતાં અઠાવીસમે દહાડે અઠાવીશ વાર કપડું કપાશે અને માત્ર એજ વાર કપડું બાકી રહેશે જેમાંથી ઓગણત્રીશમે દહાડે એક વાર કાપતાં ત્રીશમો વાર પોતે કપાઇ જશે જેને કાપવાની જરૂર પડશે નહી*૨૧. કોલનવાટર*૨૨. કાગળ*૨૩. ૧૯૧ નંગ*૨૪. સાકર*૨૫. બાટલીનું બુચ અંદર દાબી દેવું*૨૬. કમરની આસપાસ*૨૭. સીતાફળ

૨૮. પેહેલાને રૂ. ૭, ૧૨, ૬, ૧ ની કીમતના: બીજાને રૂ. ૮, ૫, ૨, ૧૧ ની કીમતના: ત્રીજાને રૂ. ૩, ૧૦, ૪, ૯ ની કીમતના—

૨૯

```
            ક
            *
            *
ગ  *  *  *  *  *  ન
            *
            *
            *
            *
            *
            *
            ખ
```

૩૦

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | ૨૯ | ૧૨ | ૨૫ | ૮ |
| ૯ | ૧૭ | ૩૦ | ૧૩ | ૨૧ |
| ૨૨ | ૧૦ | ૧૮ | ૨૬ | ૧૪ |
| ૧૫ | ૨૯ | ૬ | ૧૯ | ૨૭ |
| ૨૮ | ૧૧ | ૨૪ | ૭ | ૨૦ |



# જાહેર ખબર.

**મુંબઈ**-હાજીમામદ મુરાજ. ડુંગરી સ્ટ્રીટ ભીમપુરાની બાજુમા. ઘર નં૦ ૬૬.

**કરાચી**-અલાદીન શરીફ સાલેમાહમદ-બંદરરોડ.

આ છપેલા કોઈપણ ઠેકાણેથી મંગાવનારને પોસ્ટેજ પડશે નહીં, અને ૫) થી વધારે મંગાવનારને કમીશન મળશે. બહાર ગામથી મંગાવનારે આરડરની સાથે પોસ્ટની ટીકીટોથી અથવા મનીઆરડરથી પૈસા મોકલવા, નહીં તો વેલ્યુ પેએબલમાં મોકલી મંગાવનાર પારેથી ફક્ત ડાક કમીશન લીધામાં આવશે.

## નીચલે ઠેકાણેથી રૂ૦ા ની કિંમતે મળશે.

**મુંબઈ**-સાપુરજી ફરામજી માદન-કોટ, બઝારગેટ સ્ટ્રીટ, ના૦ ૧૧૯ *દામોદર ઇશ્વરદાસ લાયબ્રેરી-કાલબાદેવી રોડ, રામવાડી પાસે *સોરીઆરજી હોરમસજી માસતર કાલબાદેવી રોડ, રામવાડી પાસે *એરચશાહ કરાજી ધોબીતલાવ *ધી બુકસેલીંગ એન્ડ જેનરલ એજન્સી-પાયધોની ***અમદાવાદ**-ગુજરાતવર્નાક્યુલર સોસાયટી ***સુરત**-એમ. એમ. દેશાઇની કું૦-કણપીઠ ***ભાવનગર**-શા પાનાચંદ તેજ ***જુનાગઢ**-ગોવીંદજી નાનજી બુકસેલર ***પુના**-શીરાલકરની કું૦ ***રાજકોટ**-લખમીચંદ ઉત્તમચંદ ***વલસાડ**-દ્વારકાદાસ પરભુદાસ.

પ્રસિદ્ધકર્તા—અલાદીનભાઇ શરીફ અને હાજીમામદ મરાજ